# સર્વ રાજસ્થાન પ્રજાપરિષદ

## દ્વિતીય અધિવેશન-મુંબાઇ

તા. ૨૫-૫-૨૯ : શનિવાર

# પ્રમુખ શ્રી. ચિન્તામણિનું ભાષણ

સર્વ રાજસ્થાન પ્રજાપરિષદના સદસ્યો,

સર એમ. વિશ્વેશ્વરૈયા ન સ્વીકારી શકે તો આ આસન ઉપર આપ મને મૂકવા ઈચ્છા છો એવી આપની સત્કારસમિતિની ઈચ્છાના મને ખબર કરનારો મારા મિત્ર અને આપના પ્રધાન મંત્રી શ્રી. અભ્યંકર તરફથી પત્ર મળ્યો, ત્યારે મને આશ્ચર્ય થયેલું. આપણી માતૃભૂમિના બંધવિમોચન અને પુનરૂત્થાનમા જબ્બર અને સંગીન હિસ્સો આપી રહેલા સર એમ વિશ્વેશ્વરૈયા જેવા વિખ્યાત રાજપુરૂષ તમારી વિનતિનો સ્વીકાર ન કરી શકયા અને એ કારણે આ માનવંતા પણ ભારે જવાબદારીભર્યા સ્થાન ઉપર મારા જેવા નાના અને નમ્ર માણસની ચૂંટણી કરવાની જરૂર ઉભી થઇ એ બદલ હું દિલગીર છું. દેશી રાજ્યોની ઉંડી માહિતી અને અનુભવ કે જે સર એમ વિશ્વેશ્વરૈયાની ખાસ સિદ્ધિઓ છે તે મારી પાસે છે જ નહિ. મારો દેશી રાજ્યોના સવાલોનો થોડો અભ્યાસ પણ મુકાબલે તાજેતર શરૂ થયો છે. એટલે, મને પહેલો વિચાર આપની ક્ષમા માગી લેવાનો આવ્યો. પણ વધારે વિચાર કરતા મને એમ લાગ્યું કે આ ઘડીએ, દરેક જાહેર સેવકે રાષ્ટ્રીય કાર્ય અર્થે પરિશ્રમ લઇ રહેલા તેના સહકાર્યકર્તાઓની સમક્ષ, જરા યે સંકોચ કર્યા વિના, પોતાની સેવાઓ ધરી દેવાની તેની ફરજ છે. એ સેવાઓની ઓછી કિમ્મત થોડી વધારે હોય તેની ચિન્તા કરવાનું તેનું કામ નથી. આ વિચારથી જ, હું આપનું અતિ માયાળુ નિમંત્રણ સ્વીકારવાને પ્રેરાયો છું. પણ કાર્ય ભારે દુષ્કર છે અને જવાબદારી મહાન છે. હું પરમ ભક્તિભાવપૂર્વક સર્વ શુભના કર્તાને પ્રાર્થના કરૂં છું કે હે કરૂણાળુ, અમારા પ્રયત્નો ઉપર દુવા વરસાવજો! માનવીના સર્વ પ્રયત્નોને સદ્માર્ગે વાળનારા દેવોના માર્ગદર્શનથી અને તમારા પોતાના સહકારથી, મારા ઉપર નાંખવામાં આવેલી ફરજને

ક્રમમાં કમ અલ્પાંશે પણ અદા કરવાનું મારૂં સદ્‌ભાગ્ય હો ! મારે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે મારા ઉપર એનાયત કરેલા માન બદલ હું કૃતજ્ઞતાપૂર્વક તમારો આભાર માનું છું.

## બ્રિટિશ હિન્દ અને રાજસ્થાની પ્રજા

સર્વ રાજસ્થાન પ્રજાપરિષદ એ સમયની ભારે આશાદાયી અને અર્થભરી એંધાણીઓ માંહેની એક છે. હજી થોડા જ સમય પહેલાં દેશી રાજ્યોના બનાવોની પ્રગતિ અને પ્રજાની સ્થિતિ સંબંધમાં માહિતી મેળવવામાં બ્રિટિશ હિન્દના જાહેર જનોને ભારે મુશ્કેલી પડતી. એટલે બ્રિટિશ હિન્દની રાજદ્વારી સંસ્થાઓ દેશી રાજ્યોમાંથી આવતા પ્રતિનિધિઓને તેમ જ ખાસ કરીને દેશી રાજ્યોને લગતા વિષયોની વિચારણાને બાતલ રાખવામાં ઔચિત્ય અને ડહાપણ જોતી. હિન્દી મહાસભામાં કેટલાં ય વર્ષો સુધી ફરી ફરીને એક જ ઠરાવને પ્રવેશ મળી શકેલો. તે ઠરાવ તે ૧૮૯૧માં હૈદ્રાબાદમાં અમલમાં આવેલા અખબારોને મ્હોંએ ડુચા મારવાના ફરમાન સામે પોકારનો ઠરાવ હતો. પછી ૧૮૯૬માં બીજો ઠરાવ કરી જ તપાસ વિના રાજાઓને આપખુદી–પૂર્વક પદભ્રષ્ટ કરવામાં આવ્યા સામે પોકારનો આવ્યો. તે ઠરાવ શ્રી. એસ. પી. સિંહે (પછી લોર્ડ બનેલા) પેશ કરેલો અને મી. ડબલ્યુ. એસ. કેઈન્ટ, એમ. પી.એ તેને ટેકો આપેલો. આ બધા પછી, હમણાંનાં વર્ષોમાં, દેશી રાજ્યોની પ્રજાનાં નેમનિશાનને પોતાનાં કરી લેવાનું અને બ્રિટિશ હિન્દની જેમ તેમના હિત અર્થે દેશી રાજ્યોમાં સુધારા મેળવવા મથામણ કરવાનું અમારી રાજદ્વારી સંસ્થાઓ ઉપર ઉત્તરોત્તર વધતું જતું દબાણ આવી રહ્યું છે. અને આ અનુરોધને જવાબ પણ મળી રહ્યો છે. આ જવાબ કદાચ મોળો અને અધુરો લાગતો હશે, પણ સચ્ચાઈભર્યો તો અવશ્ય તે છે. વ્યક્તિગત જાહેર સેવકોના વર્તાવ સંબંધમાં કહું તો, મારે પોતાને તો પ્રામાણિકપણે એટલું કબૂલ કરી લેવાનું રહે છે કે દેશી રાજ્યોના આપણા દેશબંધુઓના વાજબી હક્કો અને દુઃખોની વકીલાતનો અમારા પોતાના અતિ ભારે કાર્યક્રમમાં અમારે ઉમેરો કરવો જોઇએ એવા વિચારનો હજી હું હમણાં જ થયો છું. મુખ્યત્વે, એ કામ તો જેમને તેની અસર છે તેમણે જ કરવું રહ્યું છે, કારણ કે તેઓ જ પ્રત્યક્ષ માહિતીને આધારે સત્તાવાહી રીતે બોલી શકે. સુધારાઓની સ્થાપના માટે અને દુઃખોના ઇલાજ માટે બંધારણીય માર્ગે દરેક પ્રકારનો પ્રયત્ન કરવાનો તેમનો હક્ક છે. તેમનો એ હક્ક કોઈથી છીનવી શકાશે નહિ. આ સ્થિતિ

દશી રાજ્યની પ્રજાએ સમજી લીધી છે. આ પારિષદ અને તાજેતરમાં હયાતિમાં આવેલી આવી જ બીજી સંખ્યાબંધ પરિષદો એ વાતની છટાદાર રીતે સાક્ષી પૂરે છે.

## હિન્દ એક અને અવિભાજ્ય છે

આ કામમાં તેઓ બ્રિટિશ હિન્દના જાહેર પુરૂષોના સહકારની માગણી કરવામાં અને તેની અપેક્ષા રાખવામાં એકદમ વાજબી છે, કારણ કે બ્રિટિશ હિન્દ કહેવાતો મુલક અને હિન્દી હિન્દ કહેવાતો મુલક—એ બન્ને મળીને જ એક સમગ્ર હિન્દ બને છે. અને કેવો એ હિન્દ ? જેને માટે આપણાં અંતરમાં ભક્તિ અને પ્રેમ ઉભરાય છે, જેની સેવા ઉઠાવવાનો આપણો ધર્મ છે એવો એ હિન્દ : એક અને અવિભાજ્ય એ હિન્દ : જે પવિત્ર ભૂમિ ગત અનેક શતકો માનવને પ્રેરણા રૂપ રહી છે અને આગામી અનેક શતકો સુધી રહેશે, જેને શ્રી કૃષ્ણ સ્વરૂપે પ્રભુએ પોતે પુનિત બનાવી છે એ હિન્દ : ગૌતમ અને શંકર, રૂષિઓ અને મુનિઓનો એ હિન્દ : ગંગા અને કાશી અને સનાતન હિમાચલનો એ હિન્દ : જ્યારે બીજા દેશો તેમની ગુમાનની અને મહત્ત્વાકાંક્ષાની ઘડીએ આંધળી દોડ કરી માત્ર ચેતવણી રૂપ જીવતા રહી અદૃશ્ય થઇ જાય છે ત્યારે જુગ જુગ સનાતન જીવતો એ હિન્દ. એવો એ સમગ્ર હિન્દ બંધારણીય સ્વરાજ્ય ભોગવતો હોવો જોઇએ. તેનો એક ભાગ અપમાનદાયી પરદેશી સત્તા નીચે રહે અને બીજો ભાગ સ્વદેશી પણ આપખુદ અમલ નીચે સડે એ આપણે નહિ ચલાવી લઇએ. સંગઠિત હિન્દ. તેને હિન્દનાં સંગઠિત રાજ્યો કહો કે ચાહે તે બીજા અનુરૂપ નામથી સંબોધો, પણ સંગઠિત હિન્દ, જે સ્વયંશાસી રાજ્યો અને પ્રાન્તોનો બનેલો હશે, જેમાં સ્વયંશાસી રાજ્યોનું શાસન તેના પરંપરાગત રાજ્યકર્તાઓ રાજ્યના બંધારણીય વડા તરીકે કરતા હશે, જેમાં એ રાજ્યકર્તાઓ રાજ્યો અને પ્રાન્તો બન્નેના સાચા પ્રતિનિધિરૂપ સુદૃઢ જવાબદાર મધ્યસ્થ સરકારને વફાદાર રહેવા બંધાયેલા હશે—તેવો સંગઠિત હિન્દ એ પ્રત્યેક હિન્દી દેશપ્રેમીની બહાલથી જાળવી રાખેલી રાષ્ટ્રીય અભિલાષા છે. આ અભિલાષાને વહેલામાં વહેલી તકે સ્થૂલાકાર આપવાને આપણે સૌ પોતપોતાની શક્તિ અને અવસર પ્રમાણે પરિશ્રમ લઇ રહ્યા છીએ. આ અભિલાષાની સિદ્ધિ—જેની આપણે સૌ અપેક્ષા રાખી રહ્યા છીએ તે સિદ્ધિના કાર્યમાં આપણે બ્રિટિશ પાર્લામેન્ટના તેમજ આપણા રાજ્યકર્તા રાજાઓના કિંમતી સહકારની પણ માનપૂર્વક માગણી કરીએ છીએ.

## પ્રજાકલ્યાણ એ જ સર્વોપરિ કર્તવ્ય

આપણા વર્તાવમાં કોઇ પ્રત્યે કશી શત્રુતા છે જ નહિ. સારામા સારા સંજોગોમાં પણ, આપણી મુશ્કેલીઓ ઓછી ગંભીર અથવા તો ઓછી વિવિધ નથી. એટલે બિનજરૂરી શત્રુતાઓ વધારીને આપણે આપણી મુશ્કેલીઓમાં જરૂર વધારો કરવા નથી માગતા. પણ રાજકારણ જે છે તે છે અને રાજ્યતંત્રો પણ જેવાં છે તેવાં જ છે; એટલે આપણું કાર્ય સૈદ્ધાન્તિક તાત્ત્વિક વિચારણાના સૂક્ષ્મ વાતાવરણમાં થઇ શકે તેમ નથી. આપણે તો, સ્વદેશની મુક્તિને માટે અદ્‌ભુત ભોગ આપનાર અને અસામાન્ય વીરતા દાખવનાર શ્રી. તિલકે આપણને વારસામાં આપેલા એ અતિ અર્થભર્યા મંત્ર 'પ્રતિયોગી સહકાર'ના માર્ગે જ ચાલવું રહ્યું છે. આપણે કોઇ આપત્તિ માગતા નથી : આપણે કોઈના અકલ્યાણ માટે મથતા નથી. આપણે જાહેર હિતને માટે પરિશ્રમ લઈ રહ્યા છીએ અને આપણા એ પુણ્યાશયી કાર્યમા આપણે સૌને સહાય માટે પ્રાર્થના કરીએ છીએ. આપણે કોઇના વાજબી હક્ક ઝૂંટવી લેવા બહાર નથી પડયા ; પણ આપણે અવશ્ય આગ્રહ કરીએ કે જેની કોઇથી ના કહી શકાય નહિ અને જેનો કોઈથી લોપ થઈ શકે નહિ એવા પ્રજાના વાજબી હક્કોથી પ્રજાને હવે જરા યે વધારે વાર વંચિત રાખી શકાશે નહિ. જાહેર સેવકની ઉપર મેં કહી તેવી સ્થિતિ સામે કોઇ પ્રામાણિક અને અંતઃકરણાધીન રાજા કે સરકારને વિરોધ ન જ હોઇ શકે. અને છતા તે વિરોધ જો અનિવાર્ય હોય, તો આપણે તો કમમા કમ આપણી વર્તણુંક એવી રાખીએ કે જેથી એ જવાબદારી આપણા ઉપર તો ન જ આવે. અલબત્ત, 'પ્રજાકલ્યાણ એ જ સર્વોપરિ કર્તવ્ય' એ સૂત્ર એ આપણું જીવનસૂત્ર છે.

## એક સર્વોપરિ કસોટી

સુધારાની દરેક યોજના, પછી તે સાચી હોય કે ખોટી, તેને એક સર્વોપરિ કસોટીએ ચડાવવી જ જોઇએ. તે કસોટી તે એ કે તે યોજના સંગઠિત હિન્દ રચવામાં મદદગાર છે કે નહિ ? એક યોજના સંપૂર્ણ રાષ્ટ્રીય માગણીને પૂર્ણ રીતે કદાચ સંતોષી ન શકે; પણ જો તે સાચા માર્ગે હોય અને આપણી સન્મુખ આપણે મૂકેલા ધ્યેયથી દૂર ન ખેંચી જતી હોય અથવા ઉંધે માર્ગે ન લઇ જતી હોય, તો વ્યવહારૂ માણસો તરફથી સિદ્ધિના એક સાધન તરીકે તેનો સ્વીકાર થઇ શકે; આપણને શ્રદ્ધા આવે કે એ યોજનાનો પ્રામાણિકપણે અને સંગીનતા-પૂર્વક અમલ કરવાથી તેમ જ આપણને નહિ મળેલા હક્કો માટે સાથે

સાથે ચળવળ જારી રાખવાથી, પ્રભુની કૃપાથી, સમગ્ર મેળવવામાં આપણે અવશ્ય વહેલા વહેલા સફળતા મેળવી શકીશું. પણ જો સુધારાને નામે અથવા સુધારાના પોશાકમાં એવી યોજના રજૂ થતી હોય કે જે ઇરાદાપૂર્વક નહિ તો પરિણામે આપણા ધ્યેયને માર્ગની આપણી પ્રગતિમાં નવું વિઘ્ન ઉભું કરે, તો, મારા નમ્ર અભિપ્રાય મુજબ, એથી અલ્પ પણ સંતોષ અનુભવવો અને મિત્રના છેતરપીંડીભર્યા પોશાકમાં આવતા લોકોની યોજનાઓને પાર ઉતારવા મથવું તેમ જ ધંધાદારી પીછેહઠવાદીઓના મુખમાં સહેલાઈથી સ્ફુરતા, 'ધીરજ' અને એવા ચલણી શબ્દપ્રયોગો વાપરીને આપણી વ્યવહારૂ બુદ્ધિને કરવામાં આવતી ભૂલામણીભરી વિનવણીઓને વશ થવું, એમાં ડહાપણનું દેવાળું છે.

હવે, તમારી રજાથી અને તમારા નામે, મેં ઉપર રજૂ કરેલા દૃષ્ટિકોણથી, હિન્દી રાજસ્થાન તપાસ સમિતિ કે જે બટલર કમીટીના નામે મશહુર થયેલી છે તેના અહેવાલની સંક્ષિપ્ત પરીક્ષા કરવાનું હું શરૂ કરૂં છું. મને શ્રદ્ધા છે કે જે નિર્ણયો હુ બાંધીશ તે તમારી પસંદગીને પાત્ર થશે એટલું જ નહિ, પણ તે જબ્બર અને દિવસે દિવસે વૃદ્ધિ પામતા જતા હિન્દી રાષ્ટ્રવાદી પ્રજામતને પણ સ્વીકારવા યોગ્ય લાગશે.

## બટલર કમીટી

ગૃહસ્થો, મારા નમ્ર અભિપ્રાય મુજબ, બટલર કમીટીનો ઈતિહાસ એટલે આદિથી અંત સુધી અનેક ખરાબ તત્ત્વોનો સમુચ્ચય. બટલર કમીટીની ઉત્પત્તિ, તેની નીમણુંક માટે પસંદ કરવામાં આવેલો સમય, તેના તપાસમુદ્દાઓ, તેનું સભ્યમંડળ, તેની તપાસની પદ્ધતિ—એ બધી દૃષ્ટિએ તેને 'ખરાબ, ખરાબ ને ખરાબ'નું જ વિશેષણ આપવું રહે છે. અને તેનો અહેવાલ પણ દલીલની દૃષ્ટિએ અને નિર્ણયોની દૃષ્ટિએ ખરાબ જ છે. હું આમ કહું છું ત્યારે, આવી સ્પષ્ટ અને આવી એકદમ અસન્માનભરી ભાષા વાપરવાના મારા સાહસ બદલ મારા મસ્તક ઉપર વિરોધી ટીકાઓની જે ઝડીઓ વરસશે તેથી હું અજ્ઞાત નથી. પણ ટીકાઓ સહવી એ દરેક સાચા જાહેર સેવકની તાત્કાલિક ફરજનું એક અંગ છે. કેટલાક રાજાઓએ—જેમનામાં, મને દહેશત છે કે, ડહાપણ કરતાં ઉત્સાહનું વધારે પ્રમાણ હતું—તેમણે આ કમીટી માગી—અને સાથે સાથે પેટ ચોળીને પીડ ઉભી કરી. 'કેટલાક' એ શબ્દ હું વિચારપૂર્વક વાપરૂં છું, કારણ કે સર્વોપરિ મહત્ત્વના એવા કેટલાક

રાજાઓને કમીટી જોઈતી ન્હોતી અને તેમણે તેની પરવા પણ ન્હોતી. મેં સાંભળ્યું છે કે એક અસંમત રાજાએ તો ઘરગથ્થુ વાણીમાં પોતાનો અભિપ્રાય દર્શાવેલો કે 'ઉંઘતા કુતરા ભલે ઉંઘે.'

## રાજાઓ અને હિન્દી સરકાર

રાજાઓ તેમનાં રાજ્યોના હિન્દી સરકાર સાથેના સંબંધોની બાબતમા સંપૂર્ણપણે સુખી નથી એ હકીકત છે. મારા કહેવાનો એ આશય નથી કે તેમના વ્યક્તિગત સંબંધો અસુખી છે કે તેમના ઉપર ભાત ભાતના ઈલ્કાઓ ખડકવામાં સરકાર મન્દ રહે છે. પણ તેમને ખાત્રી થઇ ચૂકી છે કે સંધિપત્રોને આધારે તેમના જે હક્કો છે અને વાસ્તવિક રીતે તેમના જે હક્કો હોવા જોઈએ તેમાંથી કેટલાક તો એક અથવા બીજા બ્હાના નીચે તેમની પાસેથી ઝુટવી લેવામાં આવ્યા છે અને એ ક્રિયા તેમનો અંગત કચવાટ અને તેમના રાજ્યનુ અહિત વધારવાની સાથે ચાલુ રહે એવી ભીતિમાંથી તેઓ મુક્ત નથી. આ વિષયનો હું જે મર્યાદિત અભ્યાસ કરી શકયો છું તેને આધારે હું વાજબી રીતે એવા અભિપ્રાયનો થયો છું કે રાજાઓ ખરા છે અને તેમના હક્કો અને હિતોના સંરક્ષણ માટે તેમને પ્રયત્નશીલ થવાનું કારણ છે. તેઓએ તપાસની કમીટી દ્વારા રાહત મેળવવાની ધારણા રાખી.

## રાજાઓ અને બ્રિટિશ હિન્દ

પણ તેમને કેવી કમીટી મળી ! અને એ કમીટીએ કેવો સંતોષ આપ્યો ! અનાદર વિના કહી શકાય, તો હું કહુ કે તેમણે એ માટે ખોટો વખત અને ખોટી રીત પસંદ કરી. બ્રિટિશ હિન્દની રાજકારણી સુધારાની બંધારણીય પ્રવૃત્તિ તરફ જે કેટલાક રાજાઓએ લગભગ એક સરખી રીતે જે સહાનુભૂતિ બતાવી છે-એવાઓમાં ખાસ નોંધવા યોગ્ય નામદાર મહારાજા ગાયકવાડ, મર્હુમ મહારાજા સીંધીઆ અને બીકાનેરના મહારાજા છે-તેમનો હું કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરૂં છું: પણ સને ૧૯૧૭-૧૮માં મને લાગેલું અને મેં કહેલું અને આજે ફરીથી મને લાગે છે અને હું કહું છું કે જ્યારે જ્યારે બ્રિટિશ હિન્દમાં સુધારાઓ દાખલ કરવાની કે વિસ્તારવાની વિચારણા ચાલતી હોય છે ત્યારે ત્યારે જ રાજાઓ તરફથી તેમના હક્ક માટે બતાવવામાં આવતી વધારે પડતી ચિન્તાએ એક એવી અભાગી માન્યતા ઉત્પન્ન કરી છે કે તેઓ બ્રિટિશ સરકારમાં-તે જ બ્રિટિશ સરકાર, કે જે તેમના સંધિપત્રો મુજબના હક્કો સન્માનવામાં સમગ્ર રીતે ન્યાયી રહી નથી એવી તેઓ

વાજબી ફરિયાદ કરે છે—જે વિશ્વાસ હોવાનું કહ્યા કરે છે તે વિશ્વાસ તેમના પોતાના દેશબંધુઓના હેતુઓ અને આશયોમાં મૂકવાને તેઓ તૈયાર નથી.

## રાજાઓની દયાપાત્ર સ્થિતિ

જે સરકારે, તાજેતરના કિસ્સાઓ પૂરતી જ વાત કરૂં તો પણ, હૈદ્રાબાદ અને ઇન્દોર, નાભા અને ભરતપુરના રાજવીઓ સાથે આવો ઇન્સાફ અને ઉદારતાભર્યો વ્યવહાર કર્યો છે તે સરકારમાં આવો દયાપાત્ર વિશ્વાસ રાખ્યે જવાનો રાજાઓએ સ્વભાવ કેળવ્યો છે એથી મને કાંઇ ઓછી તાજુબી થતી નથી. છેલ્લા રાજ્યને—ભરતપુરને—લગતા સરકારી પત્રવ્યવહાર સહિતના છાપેલા લખાણનાં હજાર ઉપર પાનાં વાંચવાનો મને પ્રસંગ મળેલો; અને મર્હુમ મહારાજા—કે જેના અકાળ અને લગભગ કરૂણ મૃત્યુ બદલ આપણે દુઃખી છીએ—તેની ભૂલોને નાની કે થોડી કર્યા સિવાય, મારે કહેવું જ જોઇએ કે એ વાંચીને મારા મન ઉપર જે છાપ પડી તેને આ રીતે વર્ણવી શકાય: 'હું પ્રભુના કોટિ કોટિ ઉપકાર ગાઉં, કે હું અત્યારના તંત્ર નીચે રાજા નથી !' ગૃહસ્થો, હું સાચું જ કહું છું કે એ દળદાર દફતર વાંચીને મને એમ જ થયું કે ભરતપુરના નામદાર મર્હુમ મહારાજા સાથે રાજકારણી ખાતાએ જે રીતનો વર્તાવ કર્યો તે રીતનો વર્તાવ હિન્દી સરકારનો કોઈ પણ અમલદાર બ્રિટિશ હિન્દના ગમે તેવા અદના શહેરી સાથે સહેલાઇથી ન જ કરી શકે: મને એમ પણ થયું કે મર્હુમ મહારાજાને જે વર્તાવ સહી લેવો પડ્યો તે વર્તાવ રાજ્યની ચિન્તાઓની જવાબદારી ન ધરાવનાર બીજો કોઇ સાંખી લ્યે એ જરૂરનું કે શકય પણ નથી.

## લોર્ડ રીડીંગનો મશહુર પત્ર

તેમજ, હૈદ્રાબાદના નામદાર નિઝામને, જેણે 'કર્ઝનને બિરાર આપેલો' (Granted Curzon Berar) અને બદલા તરીકે તત્કાળ જી. સી. બી.નો ઇલ્કાબ મેળવેલો એ નિઝામના વારસ અને પુત્રને, છલ્લો ફટકો લગાવનારો જે પત્ર લોર્ડ રીડીંગે લખેલો, તેમાં તેણે રજૂ કરેલા વિધાનનો વિચાર કરો. પોતાના સંધિહક્કોને વળગી રહેનારો એવો કોઇ રાજા છે કે જે લોર્ડ રીડીંગે હિન્દી સરકાર માટે રજૂ કરેલા દાવાને કબૂલ રાખે? હું કોઇ રાજાની કોઇ પણ પ્રકારની ખોટી વર્તણુંકના બચાવમાં એક પણ શબ્દ કહેવા નથી માગતો: તેમ આ મુદ્દા ઉપર પણ

વધારે વિવેચન કરવા નથી ઇચ્છતો: પણ મારે દિલગીરી સાથે કહેવું જ રહ્યું છે—અને કહેવું જ જોઇએ—કે નરેન્દ્રમંડળ અને તેની સ્થાયી સમિતિ તેમના પોતાના દેશબંધુઓને અવિશ્વાસ કરવાનો શોચનીય વર્તાવ અખત્યાર કરી રહ્યાં છે અને હિન્દી સરકારમાં વિદેશી તત્ત્વ હોવા તરફ ગેરવાજબી વલણ બતાવી રહ્યાં છે એવા પ્રકારની ટીકાઓમાંથી તેઓ બચી શકે તેમ નથી.

## રાજાઓનું માનસ

રાજાઓ તરફથી અથવા રાજાઓને નામે અથવા જેઓ નરેન્દ્ર-મંડળમાં સત્તાધારી છે અને તેની સ્થાયી સમતિમાં છે તે રાજાઓને નામે જે દરખાસ્તો પેશ કરવામાં આવી છે, તેથી તેમની સામે એવી ટીકા થઈ શકે તેમ છે કે તેઓએ તેમની ફરિયાદોના નિવારણ અથવા તો તેમના સંધિ–હક્કોના સંરક્ષણ ઉપરાંત બીજી વસ્તુઓ માટે કમીટી માગેલી. ગયે વર્ષે જે જાહેર થઇ ગઇ તે લગભગ ખયાલી યોજના સંબંધમાં તો શું કહેવું? પછી તો તેને સત્તાવાર રીતે અસત્તાવાર જાહેર કરવામાં આવી છે; અને બીકાનેરના નામદાર મહારાજાએ પણ એક જોશભર્યા ભાષણમા એ યોજના વસ્તુતઃ અસત્તાવાર હતી એમ સાબીત કર્યું છે. અને પછી તો તે રીતસર બટલર કમીટી પાસે રજૂ પણ કરવામાં નથી આવી. પણ રાજાઓના વિચારો એ માર્ગે વહે છે એ બાબતની ના પાડવામાં આવી નથી.

## સિંહાસન પાછળના બે સત્તાધારીઓ

રાજાઓના પ્રમુખ ધારાશાસ્ત્રીએ, સર લેસ્લી સ્કોટના નામથી ઓળખાતા કીસ્મતના એ કૃપાપાત્ર બાળકે, 'લો કવાર્ટરલી રીવ્યુ'માં દંગ કરી નાખે એવો એક લેખ લખેલો. રાજાઓએ તેની જુમ્મેદારીનો ઇન્કાર કરેલો; પણ તેનો મુખ્ય દાવો, જેને સદા સમતાશીલ અને વિનયી એવા સર શિવસ્વામી આય્યર 'બેહદ મુર્ખાઇભર્યો' કહે છે તેને, રાજાઓ તરફથી બટલર કમીટી સમક્ષ આગ્રહપૂર્વક પેશ કરવામાં આવેલો અને કમીટીએ વસ્તુતઃ તેનો સ્વીકાર પણ કર્યો છે. સિંહાસન પાછળના બે સત્તાધારીઓ—પડદા પાછળના નહિ, કારણ કે તેઓ બધો સમય જાહેરની નજર સમક્ષ હતા—મારા નામાંકિત મિત્ર કર્નલ હકસર અને મી. રશબ્રુક વિલ્યમ્સ હતા. કર્નલ હકસરે 'એશિયાટીક રીવ્યુ'નાં પૃષ્ઠો ઉપર, દેશી રાજ્યોની નોકરીમાં પરદેશીઓને રાખવા સબંધમાં લોર્ડ કર્ઝને જે કહ્યું છે તેની અવગણના કરીને, બતાવ્યું કે શક્તિશાળી, જુવાન અંગ્રેજોને નોકરી

માટે દેશી રાજ્યો સુન્દર ક્ષેત્ર પૂરૂં પાડે છે. અને મી. રશબ્રુક વિલ્યમ્સે હજી ગયે જ મહિને એમ કહેવાની ધૃષ્ટતા કરી કે 'હવે જ્યારે (હિન્દી સરકારમાં) બ્રિટિશ હિન્દીઓનું મોટું પ્રમાણ છે ત્યારે રાજ્યોને લાગે છે કે અમારાં હિત, ખાસ કરીને આર્થિક હિત બ્રિટિશ હિન્દનાં હિત સાથે અથડામણીમાં આવે ત્યારે ન્યાય મેળવવાનો અવકાશ બહુ જ ઓછો છે.' બીજા શબ્દોમાં કહીએ તો, ગવર્નર-જનરલની કારોબારી સભામાં જ્યારે હિન્દી સભ્યો ન્હોતા ત્યારે રાજ્યો જે ન્યાયની આશા રાખી શકતાં હતાં તે ન્યાય હવે જ્યારે એ સ્થળે તેમના પોતાના ત્રણ દેશબંધુઓ છે ત્યારે તેમને માટે અપ્રાપ્ય થઈ પડયો છે!

## મી. રશબ્રુક વિલ્યમ્સની સ્વાર્થજાળ

આ જ લેખમાં, રાજાઓનો અને તેમનાં રાજ્યોનો આ નવો મિત્ર અને સ્તુતિકાર અને નિઃસ્વાર્થી શુભેચ્છક, જે નરેન્દ્રમંડળના સરનશીનના રાજ્યમાં જવાબદારી અને વિશ્વાસભર્યો હોદ્દો ધરાવે છે તે, 'હિન્દી વ્યાપારમાં બ્રિટનનો હિસ્સો જાળવી રાખવાનું' કહીને, 'ઘર-આંગણે ઔદ્યોગિક આપદાઓના આ દિવસોમાં અતિ ઉગ્ર બનેલા એ સવાલને, આગળ કરીને, 'હિન્દુસ્તાનની વિવિધ સમસ્યામાં' 'બ્રિટિશ પુરૂષો અને સ્ત્રીઓને' 'બ્રિટિશર તરીકે' રસ લેતાં કરવાનો પ્રયત્ન કરે છે. તે અફસોસ કરે છે કે 'રાત્રિની પાછળ દિવસ આવે છે તેમ ચળવળની પાછળ સુધારાઓ આવ્યા છે, અને એના પરિણામે બ્રિટિશ હિન્દના રાજકારણી અગ્રણીઓ એમ નિર્ણય કરી બેઠા છે કે આપણા પ્રયત્નો જો જોઇતા પ્રમાણમાં સબળ અને ચતુરાઇભર્યા હોય, તો એ પ્રયત્નો **તેમને** કયાં સુધી સમજાવી શકે અથવા નમાવી શકે એ વસ્તુને મર્યાદા જ નથી.'—આમાં **'તમને'** એ શબ્દ મી. રશબ્રુક વિલ્યમ્સ અને આપણા બ્રિટિશ માલિકો અને શાસકોને માટે વપરાયો છે. તે આશ્ચર્યોદ્‌ગાર કાઢે છે કે બ્રિટનની અત્યારની નીતિને 'બ્રિટિશ સંબંધના નાશ સિવાય બીજે કયાંય વિરામ જ નથી.'—દૂરદર્શી હિન્દીઓને પણ, અલબત્ત, એકદમ જુદાં જ કારણોથી, આ દહેશત અનુભવવાની નાખુશીભરી ફરજ પડી રહી છે. તે અંગ્રેજોને એમ જણાવવાનું માથા ઉપર લઇ લ્યે છે કે દેશી રાજ્યો 'બ્રિટિશ બજારોમાં ખરીદી કરવાનું પસંદ કરે છે.'

## 'ઓ! અમારા વકીલોથી અમને બચાવો!'

જેમને પોતાના માલના વેચાણના કરતાં અર્ધીયે બીજી કોઇ વસ્તુની પરવા નથી એવા વેપારીઓની સહાનુભૂતિ અને

ટેકો મેળવવાનો આ પાસો નાંખ્યા પછી, મી. રશબ્રુક વિલ્યમ્સ, તેના ધરાકો નરેન્દ્રમંડળની રચાયી સામતિના નામદાર મહારાજાઓનો સર્વમાન્ય પ્રતિનિધ બની લખે છે કેઃ 'તેઓ આગ્રહભરી માગણી કરે છે કે બ્રિટિશ હિન્દથી અલગ અને જુદા રાજકારણી એકમ તરીકે 'હિન્દ હિન્દ'ની હયાતિનો સંપૂર્ણપણે સ્વીકાર થવો જોઇએ અને દેશી રાજ્યોના તાજ સાથેના સંબંધોનો વહિવટ કરવા બ્રિટિશ હિન્દનું શાસન કરતા તંત્રથી અલગ અને જુદા તંત્રની સ્થાપના કરીને તેને–હિન્દી હિન્દને–સુરક્ષિત બનાવવો જોઈએ.' અને ફરીવાર, એક બીજા ફકરામાં, તે 'બે જુદા હિન્દોની હયાતિ'નો સ્વીકાર કરવાની અનિવાર્ય જરૂરત ઉપર ખાસ ભાર મૂકે છે. ગૃહસ્થો, રાજાઓએ, સર લેસ્લી સ્કોટ અને મી. રશબ્રુક વિલ્યમ્સ જેવા હિન્દના ભાવી પરત્વે એકદમ નિઃસ્વાર્થી મિત્રતાભરી ચિન્તા રાખનારા બે વિશ્વાસુ પ્રતિનિધિઓ પસંદ કર્યા પછી–શક્તિશાળી અને વિશ્વાસપાત્ર હિન્દી જાણે નહોતા મળતા!–અને તેમનામા સંપૂર્ણ વિશ્વાસ મૂકી દીધા પછી, જો બ્રિટિશ હિન્દના અનુભવી જાહેર પુરૂષો બે અને બે પડખે મૂકીને ચાર સરવાળો કરે, તો રાજાઓને કોનો આભાર માનવો રહે છે? સાચે જ, રાજાઓએ કહેવું રહ્યું છે કેઃ 'ઓ! અમને અમારા વકીલોથી બચાવો!'

મી. રસબ્રુક વિલ્યમ્સનો ઉપર કહ્યો અભિપ્રાય સંભળાવવામાં મેં તમારો વખત લીધો છે, કારણ કે તે જે સ્થાન ભોગવે છે અને એ વચનો ઉચ્ચારવા માટે તેણે જે સ્થળ અને સમય પસંદ કર્યા છે તેથી એ અભિપ્રાય મહત્ત્વનો બને છે. મને આશા છે કે રાજાઓને પોતાને એમ લાગશે કે 'મી. રશબ્રુક વિલ્યમ્સે અમારી શંકાસ્પદ સેવા કરી છે અને અમને ન્યાય નથી કર્યો.'

## હિન્દ ઉપરનો બ્રિટિશ ભરડો મજબૂત કરવા

રાજસ્થાન તપાસ સમિતિની માગણી કસમયે કરવામાં આવેલી. અને તેની પાસે રજૂ કરવામાં આવેલી દરખાસ્તો સંબધમાં આપણને જેટલું જાણવા દેવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે રાજાઓ માત્ર તેમની ફરિયાદોનું નિવારણ નહોતા માગતા; પણ તે ગંભીરપણે કેટલીક એવી માગણીઓ વિચારી રહ્યા હતા કે જે, પરિણામમાં, હિન્દના એક દેશ તરીકેના સ્થાનને તોડી પાડતી હતી, જે હિન્દના સંપૂર્ણ સંસ્થાનિક સ્વરાજ્ય સુધીના બંધારણીય વિકાસ સામે અંતરાયરૂપ હતી, જેમાંથી તેમના પોતાના દેશબંધુઓ પ્રત્યેનો તેમનો

શોચનીય અવિશ્વાસ ઉઘાડો પડી જતો હતો, અને જે બ્રિટિશ હિન્દની પ્રજાની જ નહિ પણ તેમની પોતાની સુશિક્ષિત પ્રજાની ઇચ્છાઓ અને વિચારોથી સ્પષ્ટ રીતે સામી દિશાની હતી. બ્રિટિશ સરકાર તો ભારે ચકોર અને કુનેહબાજ સરકાર છે. એટલે તેણે આ દેશ ઉપરનો'–હિન્દી હિન્દ' તેમાંથી બાદ નહિ–તેનો પોતાનો ભરડો મજબૂત કરવાને અને સુધારકોની મુશ્કેલીઓ વધારવાને એકદમ અનુકૂળ સમય જોઇને કમીટીની નીમણુંક કરી દીધી.

## બટલર કમીટીની રચના

મને સંદેહ છે કે કમીટીની રચના રાજાઓને પોતાને જેવી જોઇતી હતી તેવી ન થઇ. બ્રિટિશ હિન્દ કે હિન્દી હિન્દનો એક પણ હિન્દી તેમાં ન્હોતો: તેના સભ્યોમાં એક પણ બંધારણશાસ્ત્રી ન્હોતો. તેમાં સવત્ર રાજકારણી ખાતું જ હતું. પ્રમુખે પોતે એક વખત રાજકારણી મંત્રીનો હોદ્દો ભોગવ્યો હતો અને રાજાઓ અને તેમના વિદેશીય મંત્રીઓ જાણી ગયા છે કે તે રાજપ્રપંચકુશળ માણસ છે. સર હારકોર્ટ બટલરમાં દૂરદર્શી રાજપુરૂષની ઉદારતા કરતાં વહીવટી શાક્ત ક્યાંય વધારે છે અને કોઈ સ્થાયી અને સંગત રાજકારણી સિદ્ધાન્તનો તેને બહુ ઉપયોગ છે એવું પણ તેણે ભાગ્યે જ બતાવ્યું છે.

## બ્રિટિશ રાજનીતિનો મર્મ

મી. ફીલીપ ગ્યુદલ્લાના 'super and supermen'માંથી મને એક બંધ બેસતો લાગતો ફકરો અહીં તમારી સમક્ષ મૂકું:

'ઇતિહાસના આખા પ્રવાહ દરમ્યાન, ગ્રેટ બ્રિટને તેના કાર્યોની અસંગતાથી તેના શત્રુઓને સંગત રીતે મૂંઝવ્યા છે. બ્રિટિશ મુસદ્દીઓની કાર્યવાહીની આગાહી કરવાના પ્રયત્નમાં લેટીન પ્રમાણશાસ્ત્ર અને ટ્યુટોનીક અનુમાનશાસ્ત્રની તમામ પદ્ધતિઓ વપરાઈ ચૂકી. પણ માણસને ગમ્ય એવી કોઇ ગણતરી નથી કે જે ઇંગ્લાંડની એક પછીની બીજી ચાલ કળી શકે; કારણ કે ઇંગ્લાંડ પોતે જ તે કદિ જાણતું નથી હોતું. બ્રિટિશ રાજનીતિનું એ તત્ત્વ છે. યુરોપીય રાષ્ટ્રો જુદે જુદે કાળે જુદી જુદી રીતે તેના મિત્રો અને શત્રુઓ બને છે....આ દેશ ઇંગ્લાંડનો સદાનો મિત્ર અને પેલો દેશ તેનો હંમેશનો દુશ્મન એમ નક્કી કરી લેવું જોઇએ એમ કહેવું એ સંકુચિત રાજનીતિ છે. અમારે કોઈ સનાતન મિત્ર નથી કે કોઇ કાયમી દુશ્મન નથી. અમારાં હિત સનાતન અને કાયમી છે અને તેમને અનુસરવું એ અમારી ફરજ છે.'

## રાજસ્થાની પ્રજાની અવગણના

મને લાગે છે કે સમયસૂચકતામાં—હું એને સમયવર્તીપણું નહિ કહું—ઊંડી આસ્થા હોવાને કારણે જ, કેટલાક રાજાઓએ આ કમીટીની નીમણૂંક થતાં હર્ષ—ગાંડપણ બતાવ્યું. કમીટીના તપાસમુદ્દાઓ એવી રીતે તૈયાર કરવામાં આવ્યા હતા કે તે દેશી રાજ્યોની પ્રજાની હયાતિની જ સદંતર અવગણના કરી શકે—તેને એમ કરવાની જરૂર પડે તેમ નહિ. આ પરિષદના રીતસર ચૂંટાયેલા પ્રતિનિધિઓને પ્રશ્નપત્ર આપવામાં નહિ આવ્યું, તેમ જ કમીટી સમક્ષ જુબાની આપવાને તેમને નિમંત્રવામાં નહિ આવ્યા કે પરવાનગી આપવામાં નહિ આવી; તેમ જ તેમનું લિખિત વિજ્ઞાપન—જે શાન્ત ભાષામાં લખાયેલું છે અને એકદમ દલીલોથી ભરપૂર છે અને જે બદલ મારા મિત્ર અને તમારા છેલ્લા પ્રમુખ દીવાન બહાદૂર રામચંદ્રરાવને અને તેના સાથીઓને હું માનપૂર્વક અભિનન્દન આપવા ઇચ્છું છું—તે પણ બિલકુલ લક્ષમાં લેવામાં નહિ આવ્યું. ખરી વાત એ છે કે જાણે રાજાઓ અને બ્રિટિશ સરકારની વચ્ચેની ખાનગી કૌટુંબિક બાબત હોય એવી જ રીતે આખું કામ કરવામાં આવ્યું છે. અને છતાં, તેનું ખર્ચ બ્રિટિશ હિન્દના અને દેશી રાજ્યોના કર ભરનારાઓ ઉપર પડે છે!

## 'શ્યામતા, અજ્ઞાન અને પીછેહઠ'ના પ્રતિનિધિઓ

આ તો વિશિષ્ટાધિકાર અને જવાબદારીની વહેંચણી થઇ: અને મહાત્મા ગાંધી જેને 'ગુલામી મનોદશા' કહે છે તેને ટેવાઇ ન ગયો હોય; એવો કોઈ માણસ આ વહેંચણીની કદર કરી શકે એવી આશા રાખી શકાય નહિ. તેમ જ, રાજાઓએ ચોક્કસપણે કેવાં નિવેદનો રજૂ કર્યાં છે તે પણ જાહેરને જાણવા દેવામાં આવ્યું નથી. વર્તમાનપત્રોની કટારોમાં કોઈ કોઇ વાર આછી અધુરી અને આડકતરી માહિતી આવી જાય એથી જ તેમને તો સંતોષ માનવાનો છે. પ્રસિદ્ધિને પરિણામે કયા ભયની ભીતિ હતી? પંડિત વિશન નારાયણ દારે એક વખત કેનેરી પક્ષીના સંબંધમાં એક વાર્તા કહેલી. તે પક્ષીના સંબંધમાં એમ કહેવાય છે કે જેમ તેનું પાંજરૂ વધારે શ્યામ તેમ તેનું સંગીત વધારે મધુર. અને એ વાર્તા કહીને પંડિત આપણા જમીનદાર ઉમરાવોને, શ્યામતા, અજ્ઞાન અને પીછેહઠ'ના પ્રતિનિધિઓ તરીકે ઓળખાવતા. રાજાઓએ જ તેમના કેસની અને તેમની લાંબી અને ભારે મહેનતાણું આપીને કરાવેલી

વકીલાતની પ્રસિદ્ધિ સામે વાંધો લીધો હતો ? કે કમીટી જ જાહેર કાર્યવાહીથી બ્હીતી હતી ?

## રાજ્યો એ ખાનગી મિલકત છે?

હવે, ગૃહસ્થો, આપણે અહેવાલ ઉપર આવીએ. આગળ આ અહેવાલને મેં તેની દલીલો તેમ જ તેના નિર્ણયો પરત્વે ખરાબ કહેવાની હીમ્મત કરી છે. આ પરિષદની સમિતિએ ચૂંટેલા રાજસ્થાની પ્રજાના પ્રતિનિધિઓને સાંભળવાની કમીટીએ ના પાડ્યાનો પણ મેં ઉલ્લેખ કર્યો છે. બટલર કમીટીને 'એકદમ સ્પષ્ટ' લાગેલું કે તેના 'તપાસ-મુદ્દાઓમા તેમની કહેવાતી ફરિયાદોની તપાસનો સમાવેશ થતો નથી,' ત્યારે, તેણે શા માટે તેમના (પ્રજા) તરફનું લિખિત વિજ્ઞાપન સ્વીકાર્યું ? અને તેણે, શા માટે, તેના પ્રવાસ દરમ્યાન, 'રાજ્યોના કારભારનું સામાન્ય સ્વરૂપ નક્કી કરવાનો' પ્રયત્ન કર્યો ? તપાસમુદ્દામાં આનો સમાવેશ થતો હતો? પણ, એ તપાસમુદ્દાઓની મર્યાદામા, અને જે મુદ્દાઓ ઉપર કમીટીએ પોતાના નિર્ણયો આપ્યા છે તે મુદ્દાઓ ઉપર, પ્રજાના પ્રતિનિધિઓને સાંભળવાનું તેને માટે શક્ય નહોતું ? રાજસ્થાનોને વસાવનારી પ્રજા એ શું નિર્જીવ વસ્તુ છે કે તેની ઈચ્છાઓ અને તેના વિચારો જાણ્યા વિના રાજસ્થાનોનું ભાવી ઘડાઇ શકે ? બ્રિટિશ મુડીથી, બ્રિટિશ નફાખોરો મારફત, બ્રિટિશ વહીવટદારોની સહાયથી, હિન્દુસ્તાનની પ્રજાની આર્થિક અને નૈતિક સ્થિતિ ઉપર થનારી અસર પરત્વે બેપરવા રહી, હિન્દુસ્તાનની ખીલવણી કરવાની જે ગુમાનભરી નીતિ બ્રિટિશ સરકાર અખત્યાર કરી રહી છે તેને આ બરાબર અનુરૂપ છે. રાજ્યો એ શું સર્વોપરિ સત્તા અને તેના આજ્ઞાધારક સહચારીઓની ખાનગી સંયુક્ત મિલકત છે ? અને રાજ્યોમાં વસનારા કરોડોએ કરવેરા ભર્યા કરવા અને ગમે તેવા કારભાર કે ગેરકારભારને ગરદન ઝુકાવ્યા કરવું એ એક જ શું તેમનું કર્તવ્ય છે ?

## બટલર કમીટીની તપાસનું સ્વરૂપ

બીજું, 'રાજ્યોના કારભારનું સામાન્ય સ્વરૂપ નક્કી કરવાનો' કમીટીનો પ્રયત્ન કેવા પ્રકારનો હતો ? કમીટીના સભ્યોએ જ્યારે સ્વતંત્ર માણસોને પોતાની નજીક ન આવવા દીધા, ત્યારે એ તપાસ ગંભીર કે સાચી શી રીતે હોઈ શકે ? કમીટીના સભ્યો સમજુ માણસો તરીકે સત્ય પામવાની શી રીતે આશા રાખી શકે ? તેમનો એ પ્રયત્ન અંગ્રેજી અખબારોના હિન્દ આવતા—અને અહીં આવીને ભૂખમરો

ભોગવતા જનસમુદાય પાસેથી કઢાવેલાં નાણાં વડે સરકારી ગૃહોમાંના ભભકેદાર મેજ ઉપરના ઉદાર આતિથ્યના ઉત્તેજક નશા નીચે હિન્દ સંબંધમાં બધી માહિતી મેળવી લેતા–ખબરપત્રીઓના પ્રયત્ન જેવોજ હોવો જોઇએ. ઈંગ્લાંડમાં ૧૯૧૯માં 'સીઝર્સ વાઇફ' નામનું મેં એક નાટક જોયેલું. તેમાં બ્રિટિશ પાર્લામેન્ટના એક ઉદ્દામ સભ્યની કેરોની સફરનું બયાન હતું. કેરોમાં એ એજન્ટ જનરલનો અતિથિ બનેલો. યજમાન અને અતિથિ બન્નેને ખાણા પછી વાતો કરવાની ટેવ પડી ગઇ. એક વેળા યજમાને તેના અતિથિને પૂછ્યું : 'અહીંની કેવીક છાપ પડી છે ? માથામાં હજી ઉદ્દામ વિચારો ભર્યા છે કે નીકળી ગયા ?' અતિથિએ અતિ નમ્ર ભાવે જવાબ આપ્યો: 'એ તો ગમે તેમ, પણ તમારા અમલના ન્યાયીપણાની અને ઉત્તમતાની મને સંપૂર્ણ ખાત્રી થઇ ચૂકી છે અને આ વસ્તુ હું ઘેર જઈને બરાબર જાહેર કરવાનો છું.'

## સદ્‌ભાગી ૪૮ સાક્ષીઓ

સર હાર્કોર્ટ બટલર અને તેના સાથીઓ રાજ્યોમાં ગયા; પરોણાગત માટે પંકાયેલા રાજાઓએ તેમને સત્કાર્યા; સુધરેલી સહેલ અથવા શિકારને નામે તેમણે કદાચ કેટલીક હિંસા કરી; રાજાઓને અને ઘણું કરીને તેમના કારભારીઓને તેમના ઉત્તમ અને રહમદિલ કારભાર સંબધમાં, તેની પદ્ધતિ અને પરિણામો સંબંધમા જે કહેવાનું હતું તે તેમણે સાંભળ્યું; અને ૮,૦૦૦ માઈલના તેમના પ્રવાસક્રમમા આવતા પછીના રાજ્યમાં પહોંચવા ટ્રેન પકડી. તેઓ કહે છે કે તેમણે '૪૮ સાક્ષીઓને વિધિ વગર તપાસ્યા.' આ સદ્‌ભાગી ૪૮ કોણ હતા ? પોતાનું દિલ સ્વતંત્ર રીતે બોલી નાંખવામાં ભય ન અનુભવે એવા કોઈ ખાનગી શહેરીઓનો તેમાં સમાવેશ થયો છે ખરો ? તેમનાં નામ કે વિચારો શા માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યા નથી ? તેમની તપાસ 'વિધિ વગર'–informally–શા માટે કરવામાં આવી હતી ? તેમણે શું શું કહ્યું અને તેમના અભિપ્રાયોને કેટલું વજન આપવામાં આવ્યું એનુ કઈ દફતર છે ખરૂં ? ખાસ કરીને, હું તો એ જાણવાને ઇન્તેજાર છું કે રાજસ્થાનોની પ્રજાની આ કે કોઇ બીજી પરિષદના એક પણ સભ્યને નિમંત્રણ કરવામાં આવ્યું હતું કે નહિ ? અથવા તેને નજીક આવવા દેવામાં આવ્યો હતો કે નહિ ? કૃપાપાત્ર એ ૪૮માં, સર એમ. વિશ્વેશ્વરૈયા જેવા એક સૌથી મહત્ત્વના રાજ્યના નામાંકિત માજી દીવાનને પણ સ્થાન હતું કે નહિ ? ગૃહસ્થો, અતિ

દુરગાના પરિણામોની શક્યતા ધરાવનારી તપાસ જેને સોંપવામાં આવેલી એવી આ કમીટીએ તેનું કામ આ રીતે કર્યું છે એ બરાબર છે?

## રાજાઓના જાગીરદારોની દુર્દશા

રાજાઓના જાગીરદારોની હાલત પણ સામાન્ય પ્રજાજનોથી જરા યે સારી નહોતી, એથી કોઈ પ્રજાને થોડો જ સંતોષ થવાનો છે? અહીં હું કહું કે હમણાં હમણાં જાગીરદારોના કેટલાક કેસો મારી પાસે આવ્યા છે. બ્રિટિશની વધતી જતી સત્તાને ખાતર, તેના 'સનાતન સાથીઓ'ને પોતાની સ્થિતિ મજબૂત કરતા જતા અને અતિશય બળવાન બનતા જતા અટકાવવા અર્થે, જ્યારે જાગીરદારોને તેમના હક્કો અને સ્થાન સુરક્ષિત રાખવાની ખોળાધરી આપવાનું ડહાપણભર્યું મનાતું હતું ત્યારે, એ જાગીરદારોને બ્રિટિશ સરકાર તરફથી ખોળાધરીઓ આપવામાં આવી છે. હવે એ ખોળાધરીવાળા તેમના કેટલાક હક્કો ખોવાનો તેમને વખત આવ્યો છે. તેમણે રક્ષણને માટે સર્વોપરિ સત્તાને વિનતિઓ ગુજાર્યા હતાં, તેમને કંઈ જ રાહત નથી મળી. કોલ્હાપુરના અને ખાસ કરીને ઇચલકરણજીના જાગીરદારોની સ્થિતિ વર્ણવતો શ્રી. રાજવાડેનો 'એશીયાટીક રીવ્યુ'નો એપ્રીલના અંકમાંનો લેખ પણ બે પીત્તળના વાસણ વચ્ચે ફસાતા માટીના ઘડાની દુર્દશાની એની એ જ કરૂણ કહાણી વર્ણવે છે.

## બટલર કમીટીની પ્રપંચજાળ

પછી, ગૃહસ્થો, અહેવાલમાં આપણને કહેવામાં આવ્યું છે કે 'ખુદ રાજાઓ મહત્વના પ્રશ્નો ઉપર અત્યંત જુદા જુદા વિચારો ધરાવતા હતા.' ફરીવાર હું પૂછું છું કે આ સંબંધમા સપૂર્ણ માહિતી જાહેરથી અંધારામાં શા માટે રાખવામાં આવી છે? 'હૈદ્રાબાદ, માઇસોર, વડોદરા, ત્રાવણકોર વગેરે મહત્વનાં રાજ્યો તેમ જ કાઠિયાવાડનાં અને બીજા ભાગોનાં રામપુર, જુનાગઢ અને બીજાં રાજ્યો,' જેમણે 'સર લેસ્લી સ્કોટ દ્વારા રજૂ થવાની' ના પાડવાની અને 'પ્રશ્નપત્રના લિખિત જવાબો રૂપે પોતાનો કેસ રજુ કરવાનું પસંદ કરવાની' સદ્‌બુદ્ધિ બતાવી, તેમના વિચારો શા હતા? જે બીજાં રાજ્યોના રાજાઓને તાજ સાથે સીધા સંબંધની અને એવી બીજી વાતોને માટે તેમની પ્રજાનાં નાણાં સર લેસ્લી સ્કોટને આપવાનું પાલવી શક્યું, તેમના વિચારોને ઉપર કહ્યાં રાજ્યોના વિચારો મળતા હતા? અને 'તાજ સાથે સીધો સંબંધ' અને એવી વાતો એ તો નોકરશાહીની

બનેલી બ્રિટિશ સરકારના અને રાજસ્થાનોના આપખુદ રાજાઓના હિત અર્થે તેમ જ સંઘ–સ્વરાજ્યને માર્ગની પ્રગતિના અવરોધ અર્થે 'બે જુદા હિન્દ'ને અલગ રાખવાના અતિ ભયંકર વાદને છુપાવવા મલવીંટયો શબ્દપ્રયોગ માત્ર છે. પહેલી પંક્તિનાં રાજ્યો બીજી પંક્તિનાં રાજ્યો સાથે મળતાં છે કે નહિ એ સૌથી મહત્ત્વનો મુદ્દો છે. પણ બટલર કમીટીએ તો બીજી પંક્તિનાં રાજ્યોને જ બધું મહત્ત્વ આપીને–અને જ્યાં બ્રિટિશ સરકાર કરતાં રાજ્યોને સંમતિ વધારે લાભકારક નીવડતી લાગે ત્યાં મતભેદ દર્શાવીને–ઉપર કહ્યાં વિરૂદ્ધ મતનાં મોટી સંખ્યાનાં રાજ્યોના અભિપ્રાયોને પાછળ રાખી દેવાની ખૂબ જ સંભાળ રાખી છે. કમીટીને તેના પ્રશ્નપત્રના જવાબમાં 'દળદાર નિવેદનો' મળેલાં; પણ તેણે તો માત્ર સર લેસ્લી સ્કૉટ અને તેના ચાર ધારાશાસ્ત્રીઓનો સંયુક્ત અભિપ્રાય જ જાહેરને જાણવા દીધો. હું પૂર્ણ ગંભીરતાપૂર્વક પૂછું છું: આ વાજબી છે? આથી આ તપાસના શુભાશયમાં વિશ્વાસ વધશે ખરો ?

## સર્વોપરિ સત્તાના અમર્યાદિત અધિકારો

કમીટીને 'સર્વોપરિ સત્તા અને રાજસ્થાનોની વચ્ચેના સંબંધો પરત્વે અહેવાલ રજૂ કરવાનું અને તેમાં (અ) સંધિઓ, બંધાણીઓ, અને સનદો, તેમ જ (બ) વહીવટ, સ્વીકૃતિ અને બીજા કારણોમાંથી ઉપસ્થિત થતા હક્કો અને કર્તવ્યોનો ખાસ ઉલ્લેખ કરવાનું' કહેવામાં આવેલું. સંક્ષેપમાં કહું તો–અને હું માનું છું કે હું બરાબર કહુ છું–સર લેસ્લી સ્કૉટ દ્વારા રજૂ થતા રાજાઓએ પોતાની તરફેણમાં અને સર્વોપરિ સત્તાની વિરૂદ્ધમાં નિર્ણય માગેલો. પણ તેમાં તેઓ નિષ્ફળ ગયા. સર હાર્કોર્ટ બટલર અને તેના સાથીઓએ તેમના અહેવાલમાં પરિશિષ્ટ રૂપે સંપૂર્ણ આપવામાં આવેલા લૉર્ડ રીડીંગનો નિઝામ ઉપરનો મશહુર પત્ર, જેને હું બ્રિટિશ સરકારે પોતાને આપેલો પરવાનો કહું છું, તેને પોતાને માટે મુખ્ય આધાર રૂપ ગણ્યો છે; સર લેસ્લી સ્કૉટની વકીલાતને નામંજૂર કરી છે અને 'શિરસ્તો, સ્વીકૃતિ અને બીજાં કારણોને' આધારે રાજ્યોના કારભારમાં દરમ્યાનગીરી કરવાના બ્રિટિશ સરકારના હકકના દાવાને સાચો ઠરાવ્યો છે. આમ કરવામાં, તેમણે પાશ્ચિમાત્ય રાજપ્રપંચની શબ્દજાળ કરતાં સીધી સાદી ભાષા વાપરવાનું પસંદ કર્યું છે. એક હિન્દી તરીકે, બટલર અહેવાલનો એ ફકરો વાંચવામાં મને મુદ્દલે આનન્દ કે અભિમાન નથી સ્ફુર્યાં.

## દુઃખ અને અપમાનની કહાણી

હું વિચારોમાં પ્રગતિમાન હોવા છતાં, મારૂં મન સહાનુભૂતિ દર્શાવવામાં સ્થિતિચુસ્ત છે. મારી માતૃભૂમિનો થોડોક ભાગ તો હજી સ્વદેશી અમલ નીચે રહ્યો છે એ વિચારે હું દેશપ્રેમજન્ય અભિમાન અનુભવુ છું. એટલે, સુવાંગ બ્રિટિશ બટલર કમીટીએ બ્રિટિશ સરકાર અને દેશી રાજ્યો વચ્ચેના સંબંધો જે સાફ સાફ વાણીમાં જાહેર કર્યા છે તે જોઇને હું દુઃખ અને અપમાન પામું છું. અને કમીટીના નિર્ણયો તેમ જ ભાષામાં સ્પષ્ટ રીતે સમાયેલા રાજાના દરજ્જાના અધઃપતનથી ગમે તેવો રાજા જે તેને વારસામાં મળેલી પ્રણાલિઓનું અભિમાનસહ જતન કરતો હોય તે નાસીપાસ અને નિરાશ થયા વિના રહી શકે એ મને અકલ્પનીય લાગે છે. રાજાઓએ આ કમીટી માગવામાં અને સર લેસ્લી સ્કોટની પાસે ભારે ખર્ચે પોતાની વકીલાત કરાવીને ઘણું મેળવી લેવાની આશા રાખવામાં ભારે ખોટનો સાદો કર્યો છે એમ હવે તો વધારે વિચારશીલ રાજાઓને લાગવા માંડયું હશે એવી આપણે ઝાંખી ઝાંખી આશા રાખીએ.

## સૌથી મોટી હરામખોરી

પણ આ કાંઇ બટલર કમીટીએ કરેલી સૌથી મોટી હરામખોરી નથી. તેણે કરેલી સૌથી મોટી હરામખોરી તો એ છે કે રાજાઓને ના પાડવાની સાથે સર હાર્કોર્ટ બટલર અને તેના સાથીઓએ હિન્દુસ્તાન ઉપર પણ એક મોટો ઘા કર્યો છે. એ માટે તેઓ ઉગ્રમાં ઉગ્ર તિરસ્કારને લાયક છે અને તેમને તે મળવો જ જોઇએ. આમાં નરેન્દ્રમંડળની સ્થાયી સમિતિના રાજાઓની પણ પૂર્ણ જવાબદારી રહેલી છે. અપમાન કરવાના ઇરાદા વિના મારે કહેવું જોઇએ કે તેઓ ગુન્હામાં ભાગીદાર છે. 'તાજ સાથે સીધા સંબંધ'ના નવા ઉપજાવેલા વાદમાં જે ગર્ભિત રહેલું છે અને તેના જે જે અર્થો થઇ શકે છે તે તે બધું સર લેસ્લી સ્કોટે નીચેના ફકરામાં સંપૂર્ણ નગ્ન સ્વરૂપમાં કહી નાંખ્યું છે:

'બ્રિટિશ સરકારે સર્વોપરિ સત્તા તરીકે બધાં દેશી રાજ્યોનું રક્ષણ કરવાનું માથે લીધું છે—એટલે એ ફરજ બજાવવાને જેટલું જોઇએ તેટલું લશ્કર અને કાફલો રાખીને તેણે હિન્દમાં રહેવું જ રહ્યું છે.

'તે બીજી કોઇ સરકારને આ લશ્કર સોંપી શકે નહિ—ફ્રાન્સ કે જાપાન જેવી પરદેશી સરકારને નહિ, કેનેડા અથવા આસ્ટ્રેલીયા જેવી સંસ્થાનિક સરકારને નહિ, કે બ્રિટિશ હિન્દને પણ નહિ.'

આ વિધાનની કાનુની સંગીનતાની પરીક્ષા, પંડિત મોતીલાલ નેહરૂ, સર તેજ બહાદૂર સપ્રુ અને સર અલી ઇમાંમ જેવા નામાંકિત ધારાશાસ્ત્રીઓ ધરાવનારી નેહરૂ સમિતિએ કરી છે. તેમ જ એટલા જ નામાંકિત ધારાશાસ્ત્રીઓ સર શિવસ્વામી આયર અને સર સી. પી. રામસ્વામી આયરે પણ એ પરીક્ષા કરી છે. સર શિવસ્વામી આયર કરતાં વધારે વિદ્વાન, વધારે ન્યાયશાસ્ત્રનિપૂણ અને વધારે પ્રામાણુક પુરૂષને મેં હિન્દના અત્યારના જાહેર પુરૂષોમાં જોયા નથી. એવો પુરૂષ, 'હિન્દના બંધારણીય પ્રશ્નો'–Indian Constitutional Problems- નામના અતિ મનનીય પુસ્તકમાં લખે છે કે:

## અવિચારણીય બંધારણીય મૂર્ખાઇ

'હિન્દી રાજાઓએ કોની સાથે સંધિઓ કરેલી છે એ પ્રશ્ન સંબંધમાં એમ કહેવુ બરાબર નથી કે બ્રિટિશ હિન્દના રાજત્વને લક્ષમાં રાખ્યા વિના તાજ સાથે સંધિઓ થયેલી છે....તાજે તેના અંગત દરજ્જે અથવા ઈંગ્લાંડના સર્વસત્તાધીશના દરજ્જે વહેવાર નથી કર્યો, પણ બ્રિટિશ હિન્દના શાસંકના દરજ્જે વહેવાર કર્યો છે....સંધિઓ દેશી રાજ્યોના તે સમયના રાજ્યકર્તાઓ ઉપર હિન્દી સરકારના તે સમયના સત્તાધારીઓની તરફેણમાં ફરજો નાંખે છે. ..ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ એકટ ( હિન્દી સરકારનો કાયદો ) હિન્દની કારોબારી સરકાર અને રાજસ્થાનો વચ્ચે રાજકીય સંબંધોનું અસ્તિત્વ વિચારણામાં લ્યે છે. હિન્દની કારોબારી સરકારને રાજસ્થાનો સાથે વહેવાર કરવાની સંપૂર્ણ સત્તા આપવામાં આવી છે. એક કલમ જે આખી વસ્તુને એકદમ સંશયાતીત બનાવી દે છે તે એ છે કે વિભાગ ૨૦ની કલમ બીજી મુજબ હિન્દની ઉપજમાં ઇસ્ટ ઈન્ડીઆ કંપનીને નામે અથવા તરફથી લેવાતી બધી ખંડણીઓનો સમાવેશ થાય છે....એક દેશનો સંધિ કરનાર રાજા એ સંધિ દેશના રાજાના દરજ્જે નહિ પણ પોતાના અંગત દરજ્જે કરે છે એ વિવાદ તો એટલો મુર્ખાઇભર્યો છે કે આ વીસમી સદીમાં એક ક્ષણુ પણ તે ટકી શકે નહિ. સંધિઓમાં ઉલ્લેખ પામતી બાબતો હિન્દના માણસો અને વિષયોને લગતી બાબતો છે અને રાજાઓના બ્રિટિશ હિન્દના રાજા સાથેના સંબંધોમાંથી ઉપસ્થિત થાય છે. એટલે સંધિઓનો અમલ કરાવવાનો હક્ક હિન્દનો કારભાર સંભાળનારી સત્તાને નહિ સોંપાતાં બીજી કોઇ સત્તાને સોંપાય એ તો અવિચારણીય બંધારણીય મુર્ખાઇ થાય.'

## અત્યંત અસંતોષકારક અહેવાલ

બટલર કમીટી જેવી જવાબદાર સમિતિ, જેને મહત્ત્વનું કાર્ય સોંપવામાં આવ્યું છે તેણે આવા અભિપ્રાયો તપાસવા જોઇતા હતા અને વિરોધી સિદ્ધાન્તની તરફેણમાં નિર્ણય આપતાં પહેલાં તે અભિપ્રાયોનું અસંગીનપણું બતાવવું જોઇતું હતું એમ સૌ કોઈને લાગશે. પણ આ અહેવાલના ૫૮માં ફકરાનો કોઇ વાંચનાર મને બતાવશે કે તેની પૂર્વે કેવી વજનદાર દલીલો આપવામાં આવી છે? કમીટીને નિર્ણય માટે સોંપવામાં આવેલા બધા મુદ્દાઓમાં સૌથી મહત્ત્વના અને સૌથી માર્મિક એવા આ મુદ્દાની આવી સાવ ટૂંકી પતાવટ, અને સર લેસ્લી સ્કોટ સાથેના મતભેદના ઓછા મહત્ત્વના મુદ્દાઓની ચિન્તાભરી વિચારણા: એ બન્ને વચ્ચેનો તફાવત આ અત્યંત અસંતોષકારક અહેવાલના ગમે તેવા ઉપલકીયા વાંચનારની પણ નજરે ચડયા વિના રહેશે નહિ. સુંવાળ બ્રિટિશ કમીટીને અહેવાલ ઘડવાની આજ પદ્ધતિ સૌથી વિશેષ અનુકૂળ નીવડી હશે. ગમે તેમ, આપણા દેશબંધુઓ આવા અનુમાન અથવા નિર્ણય ઉપર આવવાને પ્રેરાય, તો કમીટી વાજબી રીતે તેમને ઠબકો આપી શકશે નહિ.

## 'પ્રથમ હિન્દ' પછી સંધિ-હક્કો

બટલર કમીટીના સભ્યો અથવા તો નરેન્દ્રમંડળની સ્થાયી સમિતિના સભ્યો અથવા તો એ રાજાઓના એ રીતસરના સલાહકારો જેમ ધારાશાસ્ત્રીઓ નથી, તેમ હું પણ ધારાશાસ્ત્રી નથી. અને મને લાગે છે કે કાયદાનો પ્રશ્ન હોય ત્યાં, સર શિવસ્વામી આયર અને આગળ મેં જેનો ઉલ્લેખ કર્યો છે તે નામાંકિત ધારાશાસ્ત્રીઓની સાથે રહીને ખોટા પડવું એ સ્વાર્થ ધરાવનારા અનિષ્ણાતો અને તેમના વિરૂદ્ધ વિચારના વકીલોની સાથે રહીને સાચા ઠરવા કરતાં હું વધારે પસંદ કરૂં. કાયદાની વાત બાજુએ મૂકીને, માતૃભૂમિની પ્રગતિ અને કલ્યાણની ચિન્તા રાખતા એક હિન્દી તરીકે હું આ સવાલનો વિચાર કરૂં છું અને આ પ્રમાણે કહું છું. હું રાજાઓ અને તેમના સંધિ-હક્કોનો પક્ષકાર છું. પણ એનો અર્થ એ હોય કે એથી દેશના કાયમી ભાગલા પડી જાય, તેની એકતાનો ધ્વંસ થાય, સંગઠિત હિન્દ અશક્ય બનાવવામાં રાજાઓને ઉત્તેજવા ત્રીજો પક્ષ લશ્કરના મોરચા સાથે સદા ચાલુ નાંખીને રહે, તો હું એમ કહેવાની મારી ફરજ સમજું છું કે 'પ્રથમ હિન્દ, પછી સંધિ-હક્કો' અને મારી આ

સ્થિતિમાં દેશી રાજ્યની પ્રજા મારી સાથે રહેશે—નહિ કે તેમના અંતરાય કરનારા રાજાઓ સાથે—એની મને ખાત્રી છે. રાજાઓ તેમની પોતાની પ્રજાને અને તેમના દેશબંધુઓના આખા સમૂહને પોતાની સાથે રાખવા માગે છે કે વિરૂદ્ધમાં ગોઠવવા માગે છે, એ રાજાઓએ પોતે જ નક્કી કરવાનું છે. મને તો કર્તવ્યનો સાદ સ્પષ્ટ સંભળાય છે. ગૃહસ્થો, ડહાપણનો પણ એ જ માર્ગ છે. તેમનાં કર્તવ્યો અને હિત—સંબંધો અહીં એકરૂપ છે. લોર્ડ મેકોલેના શબ્દોમાં કહું તો કર્તવ્યનો પથ એ ડહાપણનો, રાષ્ટ્રીય ઉત્કર્ષનો અને રાષ્ટ્રીય માનનો પણ માર્ગ છે.

## આર્થિક અને નાણાંપ્રકરણી સંબંધો

બ્રિટિશ હિન્દ અને રાજસ્થાનો વચ્ચેના આર્થિક અને નાણાં-પ્રકરણી સંબંધો પરત્વે રાજાઓના શા દાવાઓ છે તે તો આ પરિષદના સભ્યો જાણે છે. સર શિવસ્વામી આયર આ સવાલની પરીક્ષાના પરિણામે એ દાવાઓથી સામાન્ય રીતે વિરૂદ્ધ જતા નિર્ણયો ઉપર આવ્યા છે. બટલર કમીટીએ આ બાબતમાં પણ રાજાઓને નવરાવી નાખ્યા છે, કારણ કે તેણે (૧) જકાતી મહેસૂલમાં હિસ્સો હોવાના રાજ્યના કે રાજ્યોના સમૂહના વાજબી દાવાઓ તેમ જ, (૨) શાહી બોજાઓમાં તેમના ફાળાના પૂરા પ્રમાણ પરત્વે તપાસ કરવા એક નિષ્ણાત સમિતિ સ્થાપવાની ભલામણ કરવા ઉપરાંત કાંઇ વિશેષ નથી કર્યું. બ્રિટિશ હિન્દના એક ઘણા નાના કર ભરનાર તરીકે બોલતાં હું એકદમ નિખાલસપણે કહીશ કે રાજસ્થાનોના કર ભરનારાઓ રાજસ્થાનોની પ્રજા હોવાના કારણે, કોઇ રીતે કે જરા યે ગેરલાભ ભોગવે એમ હું માગતો નથી. બ્રિટિશ હિન્દના કર ભરનારને જરા યે વધારે તકલીફ નહિ પડવી જોઇએ એ જો મારે જોવાનું રહે છે, તો હું નૈતિક ફરજો ઉપર તો એથી વધારે ભાર મૂકું છું. હું રાજસ્થાની પ્રજા પાસેથી ગેરવાજબી રીતે ચાર આના લેવા કરતાં મારા પોતાના ખીસ્સામાંથી એક રૂપિયો વધારે આપવાનું પસંદ કરૂં. પણ રાજસ્થાનોનો કેસ રાજાઓ આપણને માનવાનું કહે છે તેવો સંપૂર્ણ નથી. એ વિષયની નિષ્ણાત અને નિષ્પક્ષ સમિતિ દ્વારા જરૂર સંપૂર્ણ તપાસ થવી જોઇએ છે. આવી સમિતિના નિર્ણયો, પછી એ આગળથી બંધાયેલા વિચારોને અનુરૂપ હોય કે ન હોય તો પણ બ્રિટિશ હિન્દ અને રાજસ્થાનો બન્નેએ કબૂલ રાખવાનું સ્વીકારવું જોઇએ. આવી તપાસમાં આટલા વિષયોનો તો સમાવેશ થવો જ જોઇએ: (૧) વપરાશના આધારે,

જકાતી મહેસૂલમાં બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યોનો માથા દીઠ ફાળો કેટલો? (૨) બચાવના ખર્ચમાં બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યોનો માથા દીઠ ફાળો કેટલો? દેશી રાજ્યો બ્રિટિશ હિન્દની સરકારને જેટલી ખંડણી ભરતાં હોય અને 'ઇમ્પીરીયલ સર્વીસ' માટે જેટલું લશ્કર રાખતાં હોય, તેટલી રકમ તેમને જમા મળવી જોઇએ. (૩) બન્ને પક્ષોને વાજબી એવા નિર્ણય ઉપર આવવા બીજા શા પ્રબંધો થવા જોઇએ? (૪) પરિણામે, સમાનતાના નિયમો મુજબ, રાજ્યોને રાહત આપવાની રહે છે? કે બચાવના ખર્ચમાં તેમનો ફાળો વધારવો રહે છે? મેં ખુલ્લી રીતે બન્ને સંભાવનાઓ કહી છે, કારણ કે, દેખીતી રીતે, બેમાંથી કોઇ પક્ષે 'મગ મારા તો દાંઠીઆ તારાં, અને દાંઠીઆં તારાં તો મગ મારા' જેવી સ્થિતિ કોઇએ લેવી નહિ જોઇએ.

## રાજાઓની ફનાગીરી

બટલર કમીટી-સંબંધમાં મારે એક છેલ્લી વાત કહેવાની રહે છે. હુ નરેન્દ્રમંડળની સ્થાયી સમિતિના રાજાઓને પૂછું છું કે આ મહામુલ્યવાન કમીટી પાછળ તમારી ગરીબ પ્રજાનાં નાણાંમાંથી ઘણા-ઘણા ઘણા લાખ-ની ફનાગીરી કરવાના બદલામાં તમે શું લાભ મેળવ્યો? પર્વત ખોદવા જેટલા પરિશ્રમને પરિણામે શું લાધ્યુ? બટલર કમીટી પાછળ અને સંબંધમાં, હિન્દમાં અને ઈંગ્લાંડમાં, રાજાઓએ અને રાજાઓ તરફથી ખર્ચવામાં આવેલાં તમામ નાણાંનો સંપૂર્ણ અને બરાબર તપાસવામાં આવેલો હિસાબ પ્રસિદ્ધ કરવામાં આવે અને તેની સાથે વ્યક્તિગત રાજ્યો તરફથી આપવામાં આવેલી રકમોનું નિવેદન બહાર પાડવામાં આવે, તો જાહેર નીતિના ઉત્કર્ષમાં તેમ જ રાજ્યોમાં બંધારણીય સુધારાઓ કરવાના કર્તવ્યમાં સંગીન હિસ્સારૂપ નીવડશે. આ ઉપરાંત, જે જે રાજ્યોએ ફાળો આપ્યો છે, તેમાંથી એકેક રાજ્યમાં એ રકમ ધારાસભાએ મંજૂર કરવાની રહે છે કે નહિ અને મંજૂર થઈ હતી કે નહિ, તે જો આપણે જાણી શકીએ, તો વળી વિશેષ પ્રકાશ પડશે. આ નાણાં, અનિવાર્ય રીતે, રાજ્યોની મહેસૂલમાંથી એટલે કે ગરીબ કર ભરનારાઓનાં ગજવામાંથી આવેલાં. શું આ લોકો તો રાજાઓની ધુનો અને વિલાસો અને—મારે ઉમેરવું જ જોઈએ—ભૂલો માટે અનિચ્છાપૂર્વક નાણાં આપ્યાં કરવા માટે જ જીવે છે? મને એક મોટા માણસે પૂછ્યું હતું: 'રાજસ્થાનોમાં ગરીબોનુ લોહી નીચોવવાની આ ક્રિયા ક્યાં સુધી ચાલુ રહેશે?'

## ક્રાન્તિનાં પૂરોગામી કારણો

છેલ્લાં દશ કે પંદર વર્ષમાં, થોડાં જ રાજ્યોની ઉપજે બેહદ વધારો બતાવ્યો છે એમ નથી. અને આ સ્થિતિને સુકારભારના પુરાવા તરીકે ટાંકવામાં આવે છે. પણ આ વધારો કેમ મેળવવામાં આવ્યો છે એ હજી બતાવવાનું રહે છે. પ્રજાની આર્થિક સ્થિતિમાં પ્રમાણમાં સુધારો થયો છે? તેમની વાર્ષિક આવક શી છે? તેમનું નિર્વાહનું ખર્ચ કેટલું છે? તેમના ઉપર કરવેરાનું ભારણ કેટલું છે? લોર્ડ મેસ્ટને મને એક વાત કહેલી. તે સર જેમ્સ મેસ્ટન તરીકે, હું જે પ્રાન્ત-માંથી આવું છું તે પ્રાન્તમાં લેફ્ટનન્ટ ગવર્નર હતા, ત્યારે ભોપાલનાં નામદાર બેગમે તેમને કહેલું કે સફળ: ક્રાન્તિને માટે બે મહત્વની વસ્તુઓ જોઇએ: 'ભૂખમરો વેઠતો નોકવર્ગ અને અસંતુષ્ટ શિષ્ટ વર્ગ પડખો પડખ હોય એટલે થયું.' નામદાર બેગમે તેના સાથી રાજ્યકર્તાઓમાંથી કોઇને આ વાત કહી છે કે નહિ તે હું નથી જાણતો. ગૃહસ્થો, આપણે આજે પ્રીન્સીઝ પ્રોટેક્શન એકટ અને પબ્લીક સેફ્ટી ઓર્ડીનાન્સના જમાનામાં વસીએ છીએ. આજે રશિયા અને બોલ્શેવીઝમનાં ભૂત સરકારના મગજમાં ભરાઇ બેઠાં છે. આવે સમયે બ્રિટિશ હિન્દની સરકાર અને રાજસ્થાનોના રાજાઓને એક સવાલ પૂછી લઇએ. તમારા મુલકોમાં ઉપર કહ્યાં બન્ને કારણોમાંથી એક કે બન્ને હ-યાત છે કે નહિ તેની તમે તપાસ કરી લીધી છે કે નહિ? એ કારણો એવાં છે કે જેના પરિણામે એ વસ્તુ અનિવાર્ય છે કે જેથી આપણે તમામે સમાન રીતે દૂર ભાગવું જાઇએ. ખુદ રશિયામાં એ મહાન ઉથલપાથલ થઇ અને જેના પરિણામે ઝારશાહી અને તે ઉપરાંત બીજી અનેક વસ્તુઓનો નાશ થયો તે ઉથલપાથલની પાછળ રાજકીય અને આર્થિક કારણો સિવાય કયાં કારણો હતાં? રશિયામાં ક્રાન્તિ થઈ, ત્યારે લોર્ડ ચેમ્સફર્ડ વાઈસરોય હતા. તેણે આ ક્રાન્તિનાં 'આપત્તિભર્યા પરિવર્તન' તરીકે ઉલ્લેખ કરીને કહેલું કે આ ક્રાન્તિ હિન્દની પ્રજાને ચેતવણીરૂપ બનવી જોઇએ. મહાકાય મહારાજ્યો અને શક્તિશાળી સામ્રાજ્યો, જેમણે એક વાર પૃથ્વી ઉપર જડ નાંખેલી અને જેની ઇતિહાસ આજે પણ રણભેરીના સૂરે સ્તુતિઓ કરે છે, તેમને આવા ઉલ્કાપાત પળવારમાં ભૂંસી નાખે છે એ વસ્તુ સરકારોને અને સમ્રાટોને, સર મુખત્યારોને અને સીતમગરોને ગંભીર ચેતવણી રૂપ બનવી જોઇએ છે. જો એમ ન થાય, તો થયું.

## રાજસ્થાનોના રાજકારોબાર

હવે હું રાજ્યોના આંતરિક રાજ્યવહીવટ પર આવું છું—કે જે વિષય સાથે હું માનું છું કે આ પરિષદના સભ્યો તાત્કાલિક નિસ્બત ધરાવે છે. ગૃહસ્થો, હું જો તમારી પરિસ્થિતિ સાચી રીતે સમજી શકતો હોઉં તો મને લાગે છે કે તમારામાંના કોઈ રાજસ્થાનોને નાબૂદ થવા દેવા અથવા તો બ્રિટિશ પ્રાંતો રૂપે પલટી જવા દેવા ઈચ્છતો નથી. જો તમે એવું ઇચ્છતા હોત, તો હું દિલ ખોલીને કહું છું કે હું આંહી ન આવ્યો હોત. પરંતુ તમે એ નથી ઈચ્છતા. ઈચ્છતા હોત તો એ અસ્વાભાવિક બનત. કોઇ પણ પ્રજા" પોતાના દેશી શાસનને બદલે વિદેશી શાસનને સ્વીકારવા તૈયાર જ શી રીતે હોય? અલબત્ત એ ખરું છે, અને શોચનીય છે, કે અત્યારે જે"સ્વરાજ તમે ભોગવો છો તે કાંઈ અમે અને તમે સરખે અંશે ઇચ્છીએ છીએ તેવું સ્વરાજ નથી, એટલે કે 'લોકોનું, લોકહિતનું અને લોકોથી ચાલતું શાસન' નથી. આ પરિષદનો આશય અને યત્ન રાજસ્થાનોના શાસનના બંધારણ તેમ જ પ્રકારમાં એક એવું પરિવર્તન આણવાનો છે કે જે પરિવર્તન મેં ઉપર ટાંકેલા ઈતિહાસ પ્રસિદ્ધ અવતરણમાં અબ્રાહમ લીંકને આપેલી વ્યાખ્યા મુજબના આદર્શની નજીક પહોંચી શકે. બ્રિટિશ હિન્દ તેમ જ હિન્દી હિન્દ, બન્ને ઠેકાણે બંધારણીય રાજતંત્ર જ ઇષ્ઠ વસ્તુ છે. તમામ સુધારકો એ જ ધ્યેયની દિશામાં કામ કરી રહેલ છે. તેથી આગળ ચાલીને આપણે સંઘતંત્રના ધોરણ પર રચાયેલા એક મધ્યસ્થ રાષ્ટ્ર—શાસનની સત્તા તળે રાજસ્થાનો તથા પ્રાંતોનું જોડાણ માગીએ છીએ. તે તંત્રની અંદર રાજાઓ જ્યાં છે ત્યાંના ત્યાં જ રહેવાના, પરંતુ બંધારણપૂર્વકના રાજકર્તાઓ તરીકે રહેવાના, અને અત્યારે પોતાની રૈયત ઉપર આપખુદીનું તેમ જ વિદેશી નોકરશાહીની નીચે તાબેદારીનું જે સ્થાન અત્યારે ભોગવી રહેલ છે એના કરતાં ક્યાંયે વધુ માનવંત એવું આ સ્વરૂપ સ્વીકારવાને લીધે તેઓ પ્રજાની ઉચ્ચતર પૂજા તથા સેવા પામીને રહેવાના. પછી તેઓને રાજદ્વારી ખાતાના દરેક અમલદાર સન્મુખ પોતાના ગૌરવની મેલછાંડ કરવાની જરૂર નહિ રહે; પરંતુ જો બટલર કમીટીની ભલામણોનો અમલ કરવામાં આવશે, તો તો તેઓની નવી હાલત પૂર્વની હાલત કરતાં પણ બદતર બનશે અને તેઓ તો દર્દથી યે વધુ ભુંડા ઉપચારના ભોગ થઇ પડશે. સાથેસાથ, સજ્જનો, સારા યે મહાન બ્રીટીશ સામ્રાજ્યનો મહારાજા જો બંધારણીય રાજકર્તા બની શકતો હોય, અને જે વેળા યુરોપ ખંડ પરના આપખુદ રાજાઓ—નિર્મૂલ થઈ ચૂકયા છે તે વેળા એ મહારાજા પોતાના

બંધારણીયપણાને લીધે જ પોતાને સ્થાને સુરક્ષિત બેસી રહી શકયો હોય, તો પછી આપણા રાજા સાહેબો રંચ માત્ર પણ એવી દલીલ ન કરી શકે એ પરિવર્તનથી તેઓનો દરજ્જો નીચો ઉતરી જશે. પોતાની વફાદાર પ્રજા સાથે વહેંચીને સત્તા ભોગવનાર અને તેઓના ચૂંટેલા પ્રતિનિધિઓની બનેલી ધારાસભા દ્વારા કારોબાર ચલાવનાર બંધારણ-વશ રાજાની સન્મુખ તો હું શિર ઝુકાવવા તૈયાર છું; જ્યારે પ્રજાને કેવળ કર ચૂકવનારી, પોતાના સાચા ખોટા હુકમો ઉઠાવનારી માનનાર ને એ પ્રજા ઉપર બેલગામ સત્તા ધરાવનાર તેમ જ ચલાવનાર રાજાનું મારે કામ જ નથી. આશરે પચાસ વર્ષ પર લોર્ડ રીપને જાહેર કરેલું કે એક પ્રજામત જ હિન્દી શાસનનો અનવરોધ્ય તેમ જ અનવરોધિત માલેક છે. તો પછી રાજસ્થાનોના તંત્ર પરત્વે એ ઓછો સત્તાવાહી ન જ હોવો જોઇએ. પરંતુ આજ એ એટલો સત્તાવાહી નથી જ. આપણે એને એવો બનાવવા માટે સહકાર કરવા આ પરિષદમાં એકઠા મળ્યા છીએ. એક બંધારણવશ રાજકર્તાના અધ્યક્ષપદે ચાલતું પ્રજાના પ્રતિનિધિત્વવાળું રાજ્ય હિન્દના સ્વરાજના ધ્યેયને કેટલું સહાય-ભૂત બની શકત, અને બીજી બાજુ પ્રજાહક્કોના સ્વીકાર કરવામાં તેમ જ રાજ્યકારોબારની સુવ્યવસ્થા રાખવામા બ્રિટિશ હિન્દના વિદેશી રાજતંત્ર કરતાં પણ કયાં યે પછાત પડી જનારાં અત્યારનાં દેશી રાજ્યો એ સ્વરાજની સિદ્ધિમાં કેટલાં અંતરાય રૂપ થઇ પડેલાં છે, એ કલ્પવું શું કોઇને માટે-કોઇ રાજાને માટે પણ કાઠન છે ? હિન્દી પરિસ્થિતિની આ એક શોચનીય-બલ્કે મેં કહ્યું તેમ કરૂણ બાજુ છે.

## વર્તમાન પરિસ્થિતિ

વર્તમાન પરિસ્થિતિ શી છે ? આ પરિષદની કમીટીએ દુનિયાને એક પત્રિકા દીધી છે. તેનું મથાળું છે 'હિન્દી રાજાઓ-તેમની પ્રજાની દૃષ્ટિએ.' એનો ઉદ્દેશ પોતાની ખેલાડી કુશલતા માટે તેમ જ મધુર રીતભાતો માટે યોગ્ય રીતે પંકાયેલા એવા એક રાજકર્તાના રાજ્યના રાજવહીવટનું આંતરિક દર્શન કરાવવાનો છે. એ એક સખ્તમા સખ્ત તોહમતનામું છે. એની અંદર અનુક્રમે જણાવવામાં આવ્યું છે-અને આરોપોના સમર્થનમાં હકીકતો ટાંકેલી છે, કે એ રાજ્યમાં નથી વાણી સ્વાતંત્ર્ય, નથી છાપખાનાનું સ્વાતંત્ર્ય, નથી જાન માલની સલામતી, નથી સ્થાનિક સ્વરાજ, નથી પ્રતિનિધિત્વ વાળી ધારાસભા, કે નથી નાણાં પ્રકરણી વહીવટનું કોઇ સંગીન ધોરણ ઉલટું આને બદલે તો, દેખીતી રીતે જ સત્ય જણાતો એવો આરોપ મૂકવામાં આવ્યો છે કે ત્યાં ઇજારાઓના, રાજ્ય હસ્થુ વેપારના, શિકારની સેલ-

ગાહોના, નિર્દય કરવેરાના, અને વેઠના જૂલ્મો છે; જાગીરદારો પર સિતમો છે; જાહેર પૈસાની ગાંઠી ઉડાઉગીરી છે; રાજાનાં અંગત ખર્ચો અતિ મોટાં છે; પ્રજાની કેળવણી, તબીબી રાહત, પ્રજાકીય તંદુરસ્તી, અને આર્થિક સ્થિતિ–સુધાર પ્રત્યે સદંતર બેપરવાઇ છે. એમાં લેખકે આપેલી કેટલીક વિગતો તો સ્તબ્ધ કરી દેનારી છે અને જો એ માત્ર આધાર રહિત જાહેરાતો હોત તો તો અશક્ય ગણીને કાઢી નાખવામાં આવી હોત. ખુદ આ જ રાજ્યમાં હજી હમણાં જ ખબર આવ્યા કે એક માણસે પોતાને અન્યાયી લાગેલા રાજ્યના એક હુકમ સામે રાજ્યકર્તાને અરજી કરવાને કારણે એ માણસને ગિરફ્તાર કરેલો છે. પોતાના તેજસ્વી રાજવીમંડળના બીજા કેટલાક મહાનુભાવોની માફક આ રાજવીને પણ વર્ષના ઘણા મહિના વસવા માટેની લાયક જગ્યા પોતાના રાજ્યમાં બલકે આ વિશાળ દેશમાં ક્યાંયે નથી જડતી. નરેન્દ્રમંડળની સ્થાયી સમિતિના પોતે એક ચમકતા સિતારા છે અને બટલર કમીટી સમક્ષ રાજાઓના પક્ષનું નિવેદન લઇ જવાની વ્યવસ્થામાં એમણે આગેવાન ભાગ લીધો હતો. મને આશ્ચર્ય થાય છે કે પોતાના રાજ્યના વહીવટ સામે છડેચોક મૂકાએલા આ ગંભીર બદનક્ષીભર્યા આરોપોનો કશો જવાબ એના તરફથી પ્રગટ થયો નથી. શું રાજા સાહેબ પાસે કશો બચાવ જ નથી? અથવા તો મજકુર પત્રિકાનો લેખક કહે છે તેમ શું એ નામદાર આ મહાન બ્રીટીશ સામ્રાજ્ય પોતાના રક્ષણની ઢાલ હોવાના વિશ્વાસ પર એટલા બધા મુસ્તાક છે કે આવી તમામ ટીકાઓને ઠોકરે મારવાનું એ નામદારને પાલવે છે?

## મુંગા પશુ સમી રાજસ્થાની પ્રજા

બીજા એક રાજ્યના એક તાજેતર નિવૃત્ત થયેલા વિદેશ તેમ જ રાજપ્રકરણી ખાતાના માજી સચીવ, કે જે થોડાં વર્ષ પર આઇ. સી. એસ. અધિકારી હતા, ને જે બીજાં બે રાજ્યોના મુખ્ય પ્રધાન પણ હતા, તેમણે થોડા વખતપર એક છાપાના પ્રતિનિધિને એક રાજ્ય વિષે એવી વાતો કહી હતી કે જે તેના મહાન રાજકર્તાને આનંદની ભભક આપી શકે તેવી નહોતી. પ્રજાનો મોટો સમૂહ 'સદંતર નિરક્ષર ને કંગાલ: 'મુંગાં હંકાતાં પશુની પેઠે શાસિત થતી' પ્રજા : રાજ્યતંત્ર અને પ્રજા વચ્ચે સંપર્કનો અભાવ : પોતાનાં દુઃખો રજૂ કરવાના સર્વ ઉપાયો બંધ;' પગથી માથા સુધી પુનર્વિધાન માગતું રાજ્યતંત્ર : 'શિક્ષિત વર્ગ પણ એક રીતે જોતાં તો અસ્પૃશ્ય વર્ગ' : 'ભાગ્યે જ કશા જાહેરમતનું અસ્તિત્વ :' 'ગ્રામ્યજીવનની ચાલુ પરિસ્થિતિમાં પેટપૂરતા ગુજરાના સાધનનો પણ

અભાવ : ' ના ના, ગૃહસ્થો, ભલા થઇને ભૂલ ન ખાતા. હું ભાઈશ્રી અભ્યંકરનું કથન નથી ટાંકી રહ્યો હો ! આ તો સર આલ્બીઅન બેનરજી કે. સી. આઈ. ઈ. એ પોતે થોડા સમય પર જે રાજ્યતંત્રના એક સભ્ય હતા તેના પર વરસાવેલાં સ્તુતિગાનો છે.

## માઇસોરના શ્યામ રંગો

એથી જુદો જ પ્રકાર રજૂ કરે છે પેલા સુશાસિત અને પ્રગતિશીલ માઇસોર સંસ્થાનવાળા રાજેશ્રી હોસાકોપ્પા કૃષ્ણારાવ. એના કહેવા પ્રમાણે ત્યાંની પ્રતિનિધિ સભા 'હજુ મર્યાદિતમાં મર્યાદિત એવી કશી સત્તા અથવા જવાબદારી વિનાની એક અરજ કરનારી સંસ્થા છે :' 'ધારાસભામાં ચૂંટાયેલા સભ્યોની બહુમતિ નથી :' 'છાપખાનાનું, સભાસંમેલનનું કે વાણીનું સ્વાતંત્ર્ય નથી, અને દેશપારી, હદપારી કે મિલકતની જપ્તીઓ કોઇ પણ માણસ ઉપર, ન્યાયખાતાની કશી તપાસ વિના, કેવળ કારોબારી ફરમાનની રૂએ જ ફરમાવી શકાય છે :' આગળ ચાલતાં એ કહે છે કે 'ત્યાં કરવેરાનો બોજો ઘણો ભારે છે, જમીન મહેસૂલની નવી આંકણીઓ કશા કાયદેસરના પ્રતિબંધ સિવાય વધુ પડતી વારંવાર પલટાય છે :' 'આબકારી મહેસૂલ કુદકે ને ભૂસકે વધતું જાય છે :' અને 'ખેડુતોની કરજદારી ભયાનક છે.' આ ને આ સૂરમાં બીજું ઘણું ઘણું લખાયેલું છે. જો આ બધી વાતો આ રાજ્ય માટે કહી શકાતી હોય, તો બીજાં ઘણાંખરાં રાજ્યોની પરિસ્થિતિનું ચિત્ર દોરવા બહુ જોરદાર કલ્પનાની જરૂર નથી રહેતી.

બીજું એક રાજ્ય છે કે જેના અંદાજપત્રકના આંકડા મેં હમણાં જ દીઠા છે. ત્યાં લગભગ આવકના ૨૩ ટકા રાજકુમાર અને એના કુટુંબ અને એના મહેલ મોલાતો પર ખર્ચાય છે, જ્યારે પ્રજાની કેળવણીને ૧.૭ ટકા, તબીબી ખાતાને ૧.૬ ટકા, અને જાહેર ઉપયોગના કામોને ૦.૨ ટકા આપવામાં આવે છે.

ત્રીવેન્દ્રમ ખાતે ગયા જાનેવારી માસમાં મળેલી દક્ષિણ હિન્દ રાજસ્થાની પ્રજા પરિષદના પ્રમુખના વ્યાખ્યાનની અંદર કોઇ બીજી નહિ પણ સર વિશ્વેશ્વરાયા જેવી વ્યક્તિને એકંદર રાજસ્થાનોના કારોબાર ઉપરની ટીકા કરતાં આવો ઉદ્‌ગાર પણ કાઢવો પડેલો: 'તેઓની સ્થિતિ સુધારવામાં રસ લેનાર કોઈ પણ સત્તાધારી નથી હોતો;' 'ઘણાંખરાં રાજ્યોમાં પ્રજાની જરૂરિયાતોનો સાચો ખયાલ બાંધ્યા વિના જ ખર્ચ કરવામાં આવે છે;' 'પોતાના મુરબ્બીવટના સત્તાધિકારો સાચવી રાખવાનો આગ્રહ રાખવાં ઉપરાંત, જવાબદાર સત્તાધારીઓએ પોતાના લોકોને કેળવવામાં કે લાભ કરવામાં કશો જ મક્કમ રસ લીધો

નથી;' 'ચાલુ પદ્ધતિ હેઠળ કોઈ પણ રાજ્યમાં સુશાસનના સંયોગો હમેશાં નજીવા જ છે.'

હવે વધુ મહાન વ્યક્તિના શબ્દો સાંભળો. 'ઘણાંખરાં રાજ્યોમાં એવી સ્થિતિ પ્રવર્તે છે કે જે પ્રજાના સ્વમાનને હણી નાખે છે, ખુશામદખોરીને ઉત્તેજે છે, અને સ્વાર્થસિદ્ધિ તથા ખટપટને જ ફાવવા દે છે.' રાજ્યોના સચીવો સંબંધે લખતા, આ વિષય પર તો અજોડ અધિકાર સાથે બોલી શકનાર એક મહાનુભાવે કહ્યું છે કે यथा राजा तथा मन्त्रिः

## અનિવાર્ય થઈ ચૂકેલા સુધારા

હું મારા કહેવાનો એવો અર્થ થવા દેવા નથી માગતો કે દરેક રાજ્યમાં અથવા તમામ રાજ્યોમાં ગેરઅમલ ચાલે છે. મને ખાત્રી છે કે આવી વ્યાપ્ત સત્યથી વેગળી તેમ જ અમૂક રાજકર્તાઓને અન્યાય કરનારી થઈ પડે કે જે રાજાઓ સુધરેલા અને સંસ્કારી છે, જેઓ પોતાના રાજ્યતંત્રના પ્રશ્નોને સારી પેઠે સમજે છે, અને જાહેરહિત ધપાવવા મથે છે. એ વાત પણ કબૂલ કરવી પડશે કે તાજેતરનાં વર્ષોમાં કેટલાક રાજાઓએ—બેશક ઘણાં થોડાંએ— પોતાના રાજ્યોમાં પ્રતિનિધ સંસ્થાઓની શરૂઆત કરી છે. થોડાંક રાજ્યોમાં કેળવણીએ ઠીક ઠીક પ્રવૃત્તિ કરી છે. કેટલાંકમાં સંગીન રાજતંત્ર છે. એ રાજકર્તાઓને તેમ જ એ રાજ્યોની સરકારને હુ અભિનંદન આપું છું. પરંતુ ત્યાં પણ પ્રજાના વાજબી હક્કો અપૂર્ણપણે સ્વીકારાય છે. અને તેમાં બધારણ પૂર્વકના રાજ્યતંત્રના આભાસ કરતાં સત્વ ઓછું છે. હું એ સ્વીકારવા તૈયાર છું કે ઘણાં રાજ્યોની અંદર જવાબદાર શાસનની પૂર્ણપણે વિકસેલી પ્રણાલી તાત્કાલિક વ્યવહારૂ ન પણ હોઈ શકે—એ મુદ્દા પર હું હમણાં જ પાછો આવું છું—પરન્તુ તે છતાં તમામ રાજ્યોમાં અને એકેએક રાજ્યમાં અમૂક સુધારા તો અનિવાર્ય છે—એ તો હવે રાહ જોઈ શકશે જ નહિ. એ તો તત્કાળ દાખલ થવા જોઈએ. એ સુધારા કયા છે તે તો તમે તમારી પહેલી બેઠકમાં કરેલા ઠરાવોમાં સ્પષ્ટ કરી દીધું છે, તેમ જ તમારા ઘણા પ્રતિનિધિઓએ અને બ્રિટિશ હિન્દના જાહેરજનોએ પોતાનાં વ્યાખ્યાનોમાં સમજાવેલું છે. પરંતુ હજુ કોઇ રાજ્યમાં એ માગણીઓનો સ્વીકાર નથી થયો તેથી પુનરૂક્તિ સહી શકાશે. અને હું મારી પોતાની રીતે એ રજૂ કરીશ.

## પ્રજાકીય હક્કોનું જાહેરનામું

૧. રાજાઓએ મૂળભૂત હક્કોના જાહેરનામાનો ઢંઢેરો બહાર પાડવો.

તેમાં વાણી સ્વાતંત્ર્યના, સભાસંમેલનના સ્વાતંત્ર્યના, જાનમાલની સલામતીના અને ઈન્સાફી તપાસના હક્કોનો સમાવેશ કરવો.

[ આની અંદર લોકોને રાજ્યોમાંથી હદપારી દેવાની તથા કેવળ રાજ્યકર્તાના હુકમથી જ માલમિલકત જપ્ત કરવાની પદ્ધતિનાં સદંતર ત્યાગનો સમાવેશ થાય છે. ]

૨. વેઠ બીગાર અથવા ફરજયાત મજૂરીની બંધી.

૩. કારોબારી ખાતાથી ન્યાયખાતું જુદું પાડવું: સ્વતંત્ર ન્યાયતંત્ર: રાજાને ફક્ત માફી અને રહેમીઅતનો જ અધિકાર: રાજાએ કદિ પણ ઉપલી અદાલત તરીકેના હક્ક ન ભોગવવા.

૪. ચૂંટેલા સભ્યોની બહુમતીવાળી તથા કમમાં કમ બ્રિટીશ હિન્દની ધારાસભાઓ ધરાવે છે તેટલા સત્તાધિકારોવાળી ધારાસભાઓ.

૫. ધારાસભા સિવાય કોઈથી કોઈ કાયદો પસાર કરી શકાશે નહિ.

૬. રાજ્યકર્તાનું સાલીઆણું રાજ્યના અંદાજપત્રથી સદંતર અલાયદું જ રહે.

૭. કોઈ પણ રાજ્યમાં અને કોઈ પણ સંજોગોમાં એ સાલીઆણું કુલ આવકના ૧૦ ટકાથી ન વધે એમ ઠરાવવું. અને જરા જેટલો વધારો પણ ધારાસભા પાસે મંજૂર કરાવવાનો રહેશે.

૮. રાજ્યકર્તાના અધ્યક્ષપણા નીચે પ્રધાનમંડળ નીમીને કારોબાર ચલાવવાનું.

[ વધુ પ્રગતિમાન રાજ્યોમાં 'જવાબદાર શાસન'–સામાન્ય રીતે સમજાય છે તે અર્થમાં–સ્થાપવાં. બીજાં રાજ્યોમાં પ્રતિનિધિત્વવાળાં શાસનથી શરૂઆત કરી દસથી પંદર વર્ષની અંદર જવાબદાર શાસનની કક્ષાએ પહોંચાડી દેવાનું.]

૯. રૈયતનાં સ્ત્રી પુરૂષો બન્નેને માટે મફત પ્રાથમિક કેળવણી.

[ દરેક વર્ષે ને દરેક સંજોગોમાં ઓછામાં ઓછા આવકના દશ ટકા કેળવણી પાછળ ખર્ચવા.]

૧૦. ઓછામાં ઓછા દસ ટકા જાહેર સુખાકારી અને તબીબી સારવાર પાછળ રોકવા.

૧૧. ગ્રામ્ય તેમ જ શહેરી પ્રદેશોની અંદર આર્થિક તપાસ કરીને તે પછી આર્થિક ખીલવણીના પદ્ધતિસરના ઇલાજો યોજવા.

## અફસોસજનક સ્થિતિ નિવારો

ગૃહસ્થો, મારા મતે તો આ એ સુધારા છે, કે જે હવે રાહ નહિ જોઇ શકે, અને જેને રાજસ્થાનોના રાજાઓ કોઇ પણ બહાને મુલ્તવી રાખે એ વસ્તુસ્થિતિ રાજસ્થાની તેમ જ બ્રિટિશ હિન્દી સંયુક્ત પ્રજા

મતે ચાલવા દેવી જ ન જોઇએ. અને એને દાખલ કરવામાં હવે કશો વિલંબ હોઇ જ શાનો શકે? કેટલાં યે રાજ્યોમાં કે જ્યાં રાજ્યતંત્ર ઓછા પ્રમાણમાં પ્રગતિશીલ છે, અને જ્યાં પ્રતિનિધિ સંસ્થાઓનાં મૂળ રોપાઇ ગયાં છે, ત્યાં તો કશા અસાધારણ યત્નની પણ રાહ ન જોવાવી જોઇએ; બીજાં તમામમાં એ યત્ન કરવો જોઇએ, ને તે એકદમ કરવો જોઇએ. ને બહુમાં બહુ તો આ પગલાં દરેક સુધરેલા શાસનનાં પ્રાથમિક આવશ્યક તત્ત્વો નહિ તો વધુ શું છે? વડોદરાના ના. ગાયકવાડનાં તથા બીકાનેરના મહારાજાનાં ભાષણો તો વાંચોઃ સ્વ. મહારાજા સર માધવરાવ સીંધીઆ સરખા પ્રચંડ વ્યક્તિત્વવાળા ને રાક્ષસી ચેતનાવાળા રાજ્યકર્તાને યાદ કરો. ના. માઇસોરના મહારાજા, ત્રાવણકોરનાં રીજન્ટ મહારાણી સાહિબા અને ભોપાલનાં બેગમ સાહિબા જેવી તો સમર્થ વ્યક્તિઓ જ્યાં રાજ્યકર્તાઓની અંદર પડેલી છે, ત્યાં જો કામ કરવાની ઇચ્છા જ હોય તો માર્ગમાં એવી કઇ મૂશ્કેલી હોઇ શકે? અમે બ્રિટિશ હિન્દવાળાઓ તો વખતો વખત કેટલાએક રાજા સાહેબોએ સ્વરાજના અમારા અભિલાષો પ્રતિ જે દિલસોજીના ઉદ્‌ગારો કાઢયા છે તે બદલ તેઓના આભારી છીએ. પણ હવે જો તેઓ સાહેબો રાજી ખુશીથી પોતપોતાનાં રાજ્યોમા બંધારણ વશ રાજ્યકર્તાઓ બની જઇને તથા પોતાની પ્રજાના જે સદાના જન્મહક્કો હોવા જોઇતા હતા તે નાગરિક તરીકેના હકકો તેઓને અર્પણ કરી આપીને પોતાની 'જવાબદાર રાજ્યતંત્ર'ની શ્રદ્ધાને આચરણમાં મૂકી બતાવે તો તે નામદારોના અમારા પ્રત્યેના દિલસોજ વલણની અમે ઔર વિશેષ કદર કરી શકીશું. છેક ઈ. સ. ૧૯૨૯ની સાલમાં ઉઠીને આપણે આપણા પ્રાથમિક હક્કો માટે પણ લડત કરવાની જરૂર પડે એ અત્યંત અસંતોષજનક વસ્તુ-સ્થિતિ છે. અને એ માગણીને નકારનારા અથવા તો મોકૂફ રાખનારા રાજ્યકર્તાઓને માટે તો એ કેટલું બધું વધારે ખરાબ બને છે?

## સંઘ–બંધારણ

જવાબદાર શાસનની કોટિએ પહોંચાડનારા આ સુધારા તથા બ્રિટિશ હિન્દના જવાબદાર તંત્ર બન્નેનું જોડાણ થવાથી સમગ્ર હિન્દ માટેના સંઘ–શાસન તળે રાજ્યો તથા પ્રાંતોનું જોડાણ સરલ થઇ પડશે. દરેક મોટું રાજ્ય અને દરેક ગવર્નરવાળો દરેક પ્રાંત એ સંઘનો અક્કેક એકમ બનશે. બંધારણ વિષયક ગુંચવાડા પર આધારભૂત એવા એક મહાન પુરૂષે ભાવી હિન્દી શાસનનાં આવશ્યક અંગો આ રીતે વર્ણવેલાં છે:

૧. હિન્દને એક સુદૃઢ બંધારણ હોવું જોઈએ.

૨. સંઘતંત્ર એ બંધારણનો મુદ્રાલેખ હોવો જોઇએ.

૩. રાજ્યોમાં ને પ્રાંતોમાં સ્વરાજ.

૪. વરિષ્ઠ સરકારને શેષાધિકાર.

૫. હિન્દી રાજસ્થાનોનો દરજ્જો અલાયદા પ્રાંતિક એકમ જેટલો જ હોવો જોઇએ.

૬. જુદાં મતદારમંડળો ન હોવાં જોઇએ.

૭. વરિષ્ઠ ધારાસભામાં બે ભુવનો હોવાં જોઇએ.

૮. નીચલું ભુવન વસતિ–સંખ્યાના ધોરણ પર અને ઉપલું ભુવન પ્રાંતો તથા રાજ્યોના એકમ તરીકેના ધોરણે રચાવું જોઇએ.

## વરિષ્ઠ અદાલત

આની અંદર હું એક વરિષ્ઠ અદાલતનો ઉમેરો સૂચવું છું. આ અદાલત માત્ર પ્રીવી કાઉન્સીલની જ્યુડીશીઅલ કમીટી પાસે જતા કામને સારી પેઠે ઘટાડવા માટેની અપીલ કોર્ટ જ રહે. પણ એને પેશ થતા બધા બંધારણીય વાંધાઓ ઉપર પણ એક સર્વોપરિ ન્યાયમંદિર પણ બને. એ વાંધાઓના પ્રકારો આ પ્રમાણે હોય : (૧) સંઘ–સરકાર અને પ્રાંતની અથવા રાજસ્થાન–સરકાર વચ્ચેના. (૨) એક બીજા પ્રાંતો વચ્ચે, પ્રાંત ને રાજસ્થાન વચ્ચે (૩) બંધારણનો અર્થ બેસારવાના તમામ પ્રશ્નો પર. (૪) રાજસ્થાનોના વારસા હક્કની તકરારમાં.

હિન્દી સરકાર ખુદ પોતે જ જેમાં પક્ષકાર હોય તેવા વાંધાઓ ઉપર પણ નિર્ણાયક સત્તા બનતી એવા કિસ્સાઓનો મને જે થોડો અનુભવ છે, તે પરથી હું કહી શકું છું કે એવા પ્રશ્નોમાં એને ન્યાય તોળવાની સત્તા સોંપવી અનિષ્ટ છે. દરમ્યાનમાં, એ પણ વિચારી કાઢવા જેવું છે કે આંતર–રાજસ્થાની પ્રશ્નો પર અને વારસાહક્કના વાંધા પર, વાઈસરોય અને ગવર્નર જનરલની મંજૂરીની શર્તે નિર્ણય આપવાની સત્તા નરેન્દ્રમંડળને સોંપી શકાય કે કેમ.

## સંઘતંત્ર શું તાત્કાલિક શક્ય છે ?

સર્વપક્ષ પરિષદની આપણા દેશનાયકોની બનેલી કમીટીએ લાંબી વિચારણા પછી સ્વરાજ્ય હિન્દના બંધારણની યોજના જે ઘડી કાઢેલ છે તેને છેલ્લા વર્ષોની બીજી કોઇ પણ યોજના કરતાં દેશના મોટા ભાગનો જબરો ટેકો મળ્યો છે. પણ તેના ઉપર બે બાજુએથી હુમલા થયા છે: એમાંનો એક પક્ષ એ લોકોનો બન્યો છે કે જેઓ બ્રીટન માગ્યા મુજબ નહિ આપતું હોવાને કારણે બ્રીટનની સાથે છેક જ

છૂટા છેડા કરી સ્વતંત્રતા સ્થાપવાના હિમાયતીઓ છે, ને બીજે પક્ષે જે પીછેહઠ વાદીઓ—મુખ્યત્વે કોમી ઝનુનીઓ—કે જેઓ અમૂક કોમોને પોતે માને છે તેટલું પ્રતિનિધિત્વ ન અપાયું હોવાનો તથા વધુ પડતા છબંગો ભરાઇ હોવાનો વાંક કાઢી રહ્યા છે. ત્રીજી દિશામાંથી પણ આ યોજના ઉપર હુમલો થયો છે. દેશી રાજ્યના કેટલાક સૂધારકોને કે જેઓ ત્યાંની પ્રજાના હાલહવાલથી :અંતઃકરણપૂર્વક—અને ખરી રીતે અસંતુષ્ટ છે તેઓ બ્રિટિશ હિન્દની નવી સરકાર દેશી રાજાઓ સાથે સંદેશા ચલાવીને સંઘતંત્રની શરતો ઉપર આવે ત્યાં સૂધી પ્રજાનું નસીબ લંબાવવાની રાહ જોઇ રહેવા સામે વાંધો ઉઠાવે છે. આ ટીકાકારોમાંના બે શ્રી. હોસકોપ્યા ક્રિષ્ણરાવ અને માઇસૂરના ડી. વી. ગુન્ડાપ્યા છે. તેઓએ નેહરૂ કમીટીના નિર્ણય ઉપર નિરાશાની લાગણી દર્શાવી છે. તેમાંના પહેલા ભાઇની ભાષા તો બહુજ મજબૂત અને જલદ છે. તેઓને તો હાડોહાડ લાગી આવ્યું છે કે તેઓએ સંઘતંત્રનું બંધારણ ઉભુ કરવું જોઇએ. તમારી પોતાની પરિષદની પહેલી બેઠક પણ એ વિચારથી બહુ દૂર નથી એમ મને લાગે છે. તમે રાજસ્થાનોની પ્રજા માટે તેમના રાજાઓના રક્ષણ તળેની પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ દ્વારા જવાબદાર રાજતંત્ર મેળવવું એવી તમે તમારા મૂખ્ય હેતુ અને ઉદ્દેશની વ્યાખ્યા બાંધી છે. અને ત્યાર-પછીના ઠરાવમાં 'અખીલ હિન્દ માટે તાત્કાલિક સ્વરાજ્ય મેળવવા, હિન્દી રાજસ્થાનો અને બ્રિટિશ હિન્દને બંધારણપૂર્વકના સંબંધમાં :જોડવા જોઇએ અને અખીલ હિન્દ માટે જે કોઇ નવું બંધારણ રચાય તેમાં સામાન્ય સંબંધ ધરાવતી બધી બાબતોમાં હિન્દી રાજસ્થાનોની પ્રજાને અસરકારક અવાજ અને મુકરર સ્થાન મળવું જોઇએ', એમ જણાવેલ છે.

## નેહરૂ સમિતિ અને રાજસ્થાની પ્રજા

નહેરૂ કમીટીનો બચાવ કરતાં, જાન્યુઆરીમાં ત્રાવણકોરમાં ભાષણ આપતા સર: વીશ્વેશ્વરૈયાએ કહ્યું હતું કેઃ "બ્રીટીશ હિન્દીઓ નિર્ણિત સમય સુધી દેશી રાજ્યોની પ્રજા જેવા બહુ જ ગરીબ બાંધવો સાથે અતિ નજીકનો સંબંધ બાંધવા નથી માગતા તે એમ સમજીને કે તેમ કરવા જતાં તેઓના પોતાના અંતિમ ઉદ્દેશને સિદ્ધ કરવાના માર્ગમાં રખેને ગુંચવણો—મૂશ્કેલીઓ ઉભી થાય. આ વલણ માત્ર સમજવા જેવું છે એટલું જ નહિ પણ તે પ્રતિ ઉંડી સહાનુભૂતિ દર્શાવવી જોઇએ. સાંસ્થાનિક સ્વરાજ્ય મેળવવાના તેમના પ્રયત્નોમાં આપણે તેમને કોઈ રીતે મૂંઝવવા નહિ જોઈએ."

હું નહેરૂ કમીટીનો સભ્ય નહિ હતો. પણ જ્યારે હું કહું છું કે તમારા પ્રત્યે—અર્થાત રાજસ્થાની પ્રજા પ્રત્યે 'ગરીબડા સંબંધીઓ' તરીકે નહિ પણ એક જ ધ્યેયને માટે—એટલે કે આપણી માતૃભૂમિના એકાએક અંગની સ્વાધીનતા તેમ જ આત્મ-ગૌરવ ઘેર કરવાના પવિત્ર ધ્યેયને માટે મથનાર દેશબંધુઓ તેમ જ સહકાર્યકર્તાઓ તરીકે અમે નિહાળીએ છીએ.

નહેરૂ કમીટી આથી વિશેષ કશું નથી કરી શકતી. એનો અર્થ એ નથી કે સંઘતંત્રની ઉપયોગિતાને એ નથી સમજી શકતી; પણ તેના પોતાના પ્રશ્નના સંજોગો જૂદી જાતના છે, એ ખરૂં કારણ છે. ગૃહસ્થો, એક ડાહી કહેવત યાદ રાખો કે 'સર્વોત્તમ મેળવવાના આવેશમાં સારૂં પણ, ગુમાવી બેસાય છે.' દેશી રાજ્યો કે જે હજુ આપખુદ તંત્રતળે છે ત્યાં એકાએક સંઘતત્રનું બંધારણ સંભવિત છે?

## ઝુંબેશ ઝારી રાખો

બેંગ્લોરના 'કર્ણાટક'ના તંત્રી શ્રી. ડી. વી. ગુન્ડાપ્પાએ તેમના **'ડોમીનીઅન કોન્સ્ટીટ્યુશન ફોર ઈન્ડીઆ ઇન્કલુડીંગ ધ સ્ટેટ્‌ઈસ'** નામના નિવેદન—પત્ર દ્વારા આ સંબંધમાં ધ્યાન ખેંચે તેવો ફાળો આપ્યો છે. એ નિવેદનની નકલ મોકલવાની તેમણે બતાવેલી સજ્જનતા માટે હું તેમનો ઋણી છું. અને આપણા ધ્યેયને ધપાવવાના કાર્યમાં તેમણે જે કિમ્મતી સેવા અદા કરી છે તેને માટે હું મારો ધન્યવાદ હૃદય—પૂર્વક વ્યક્ત કરૂં છું. જો કે તેમની યોજના ખોડખાંપણ વીનાની છે એમ નથી. છતાં તેમાંની કેટલીક બાબતોને સર વીશ્વેશ્વરૈયાએ તેમના પુસ્તકમાં પોતાની લાક્ષણિક બુદ્ધિમત્તા અને ન્યાયપુરઃસરતા વાપરીને તપાસી છે. અને તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે સંઘતંત્ર વ્યવહારૂ નથી. પણ એ મુદ્દાને ત્યાં જ છોડી દેવા હું ઈચ્છતો નથી. તમે રાજસ્થાનીઓ અને અમે બ્રિટિશ હિન્દી પ્રાંતવાસીઓ આપણે પોતાને તેમ જ બન્નેને એ જવાબદાર રાજ્યતંત્ર મેળવવા માટે આપણી જાતને આરામ આપ્યા વિના ને આપણી સરકારને ઝંપ લેવા દેવા દીધા વિના સતત ઝુંબેશ તો ચલાવ્યે જ જશું, પરંતુ સાથોસાથ સંઘતંત્રના મહત્તર પ્રશ્નને આપણે પાછળ પડી રહેવા દેવાનો નથી. તે માટે આપણે પ્રચારકાર્ય આગળ ધપાવ્યે જ રાખવું જોઇએ. આ સંબંધમાં દક્ષિણહિન્દની ત્રિવેન્દ્રમ ખાતેની પ્રજાપરિષદે જે દેશમાં પ્રજામત તૈયાર કરવ • પાયારૂપે શ્રી. ગુન્ડાપ્પાના મેમોરેન્ડમને

સ્વીકારવાનો જે ઠરાવ કરેલ તે આ પરિષદની સહાનુભૂતિભરી વિચારણા માટે હું રજુ કરું છું.

## ઉદાર મતવાદીઓની સહાનુભૂતિ

આ સંબંધમાં સર્ ચીમનલાલ સેતલવાડના પ્રમુખપણા નીચે ડીસેમ્બ-રમાં અલ્હાબાદ મૂકામે મળેલ હિન્દી ઉદારમતવાદીઓના અગીઆરમાં સંમેલને પસાર કરેલ ઠરાવ તરફ પણ આપનું ધ્યાન ખેંચીશ. એ ઠરાવ સર રામસ્વામી આયરે પોતાની એક સમર્થ અને વિદ્વતાભરી વક્તૃતા દ્વારા પેશ કરેલો : ને એની શબ્દ રચના આ હતી :

(અ) હિન્દી રાજ્યો સંબંધમાં નેહરૂ સમિતિએ કરેલી ભલામણો સાથે આ સંમેલન એકંદર રીતે સંમત છે. તેમ છતાં તાજેતર એક દિશામાંથી જે એવું સૂચન આવેલું છે કે બ્રિટિશ હિન્દ તથા હિન્દી રાજ્યોના પ્રતિનિધિઓએ બન્ને પક્ષોને સ્વીકાર્ય થઇ પડે તેવા નિર્ણયો પર આવવાના મુદ્દા ચર્ચી કાઢવા એકત્ર મળવું જોઇએ તે સૂચનને આ સંમેલન વધાવી લે છે.

(બ) આ સંમેલન અમૂક રાજ્યોએ પોતાના તંત્રમાં પ્રતિનિધિ શાસન દાખલ કરવાના પ્રયત્નોની કદર કરવાની સાથો સાથ એવો મજબૂત અભિપ્રાય ધરાવે છે કે જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવા માટે તેમ જ પોતપોતાનો રાજ્યાના વહીવટમાં પ્રજાને જોડવા માટે હજુ વિશેષ પદ્ધતિપૂર્વકનાં અને ઉદાર પગલાં રાજ્યોએ લેવાં જોઇએ.

## સંઘ-તંત્રની યોજના તૈયાર કરો

મારી એવી ચોક્કસ સૂચના છે કે બ્રિટિશ હિન્દ અને હિન્દી હિન્દનાં સૌથી અગત્યનાં રાજ્યદ્વારી મંડળો જેવાં કે હિન્દી મહાસભા, નેશનલ લીબરલ ફેડરેશન, અને દેશી રાજ્યોની પરિષદ--તેઓની એક સંયુક્ત સમિતિને હસ્તીમાં લાવી તેની દ્વારા હિન્દુસ્તાનનું સંઘ-બંધારણ તૈયાર કરાવવું અને તેનો અમલ કરવા પ્રયત્ન કરવો. આ સૂચનામાં હું સર્વે કોમી સંસ્થાઓને ભેદભાવ વગર દૂર રાખું છું. સાથે સાથે રાજા મહારાજાઓને એમ પણ માન પુરઃસર સૂચના કરવાની હું છૂટ લઇશ કે તેઓ બ્રિટિશ હિન્દુસ્તાન અને તેમના પોતાના મુલકના અગ્રેસરોને પોતાની સાથે મસલત કરવા નોતરે, અને, સર્વ પક્ષોને સૌથી ઓછી મુશ્કેલીઓ અને સૌથી વધારે ફાયદા સાથે આ સર્વે રાજ્યોના એકત્ર થવાની યોજના વિચારે, અને આ સઘળું બનતી ત્વરાથી કરે. રાજ્યકર્તાઓને હું ફરીથી કહીશ, બહુ માન સાથે પણ બહુ ભાર મૂકીને કહીશ, કે તેમના સૌથી સાચા મિત્રો અને

સહૃદય હિતેચ્છુઓ હિન્દી સીવીલ સર્વીસમાંથી અથવા તો રાજપ્રકરણી ખાતાંઓમાંથી અથવા તો હિન્દમાં કે ઇંગ્લાંડમાં વસતા અંગ્રેજોમાંથી નહિ, પરંતુ તેઓના પોતાના જ દેશવાસીઓમાંથી—તેઓના પોતાના જ હાડ માંસ રૂપી બાંધુઓમાંથી, તેઓની પ્રજામાંથી ને બ્રિટિશ હિન્દી પ્રજામાંથી સરખે જ અંશે સાંપડશે. આ સત્ય તેઓએ પોતાના અંતર પર ચાંપી લેવાનું છે. આટલું થશે, તો બાકીનું બધું પ્રમાણમાં સહેલું થઈ પડશે. રાજ્યો અને પ્રાંતો વચ્ચે સહકાર થઇ જાય એટલે સ્વરાજ, આવતી કાલે સૂરજ ઉગમણો ઉગવા જેટલું જ ચોક્કસપણે આપણું થયું સમજવું.

## રાજત્વનો પુરાણો હિન્દુ આદર્શ

આ બદલાયેલા કાળમાં—મારે કહેવું જોઇએ કે આ પતનના દિવસોમાં—રાજાઓ રાજત્વના પુરાણા હિન્દુ આદર્શનું સ્મરણ કરો અને તેને પોતાના જીવનમાં ઉતારવા બની શકે તેટલો પ્રયત્ન કરો! અહો! તો તો તેમનો કીર્તિચંદ્ર કેવો સોળે કળાએ પ્રકાશી રહે! રાજા સિંહાસનારૂઢ થયા પછી, તેની અનેકવિધ ફરજો રહેલી છે. 'પ્રાચીન હિન્દી રાજશાસ્ત્ર' નામના પુસ્તકમાં શ્રી. નરેન્દ્રનાથ લૉ કહે છે કે રાજાની ફરજોમાં અનેક અનેક વ્રતોનો સમાવેશ થાય છે. એ ફરજો બજાવવાથી રાજા ઉત્તમ મનુષ્ય બને છે. તેમ જ શાસ્ત્રોમાં બોધેલા તેના રાજધર્મોને પ્રજા સાથે સીધો સંબંધ રહેલો છે. એ રાજધર્મોમાં નીચેની વસ્તુઓ સ્થાન પામે છેઃ 'રાજ્યની ઘટનાઓ સંબંધમાં રાજાએ મંત્રણા કરવી જોઇએ; 'દૈનિક વ્યવહારમાં નીતિશાસ્ત્રના નિયમોને પાળવા જોઇએ; રાજ્યની આર્થિક સ્થિતિની તપાસ કરવી જોઇએ, અને પ્રજાનું આર્થિક કલ્યાણ થાય તેવાં કાર્યો ઉપાડવાં જોઇએ; વિદ્યાને ઉત્તેજન આપવું જોઇએ; દુઃખી અને નિરાધારને રક્ષણ આપવું જોઇએ, અને પ્રજાકલ્યાણની સંસ્થાઓ સ્થાપવી જોઇએ અને નિભાવવી જોઇએ.'

## શાસ્ત્રબોધિત રાજધર્મ

પ્રસ્તુત પુસ્તકમાંથી નીચેના ફકરા રાજા સાહેબોના ખાસ લક્ષ ઉપર હું લાવવા માંગું છું.

'હિન્દુની દૃષ્ટિમાં તો જીવનની બીજી બધી બાબતોની પેઠે રાજશાસન પણ આખરી આધ્યાત્મિક ઉદ્દેશની સાથે જ સંબંધ ધરાવનાર બાબત છે. સુવ્યવસ્થિત રાજશાસન એક એવો પાયો છે, કે જેના વિના લોકોની સામુદાયિક આધ્યાત્મિક પ્રગતિ સુવ્યવસ્થિતપણે ને સચોટપણે

જવી અશક્ય છે. આ સંબંધમાં રાજાની મહાન જવાબદારી આવી જાય છે. કેમકે રાજ્યતંત્રનો અગ્રણી હોવાને લીધે, આખું તંત્ર ચલાવે છે અને એ તંત્ર જો ખોટકી પડ્યું હોય તો તે માત્ર લોકોના ભૌતિક હિતને જ નહિ પણ તેઓના આધ્યાત્મિક હિતને પણ હાનિ પહોંચાડે છે; કે જે બેમાંથી પાછલું હિત પ્રજાને આગલા કરતાં ઉચ્ચતર લાગે છે.'

એ રીતે મહાકાવ્યોમાં તેમ જ તે પછીના સંસ્કૃત સાહિત્યમાં રજૂ થયેલું રાજ્ય–ધ્યેય તો મોક્ષ–ધર્મ, અર્થ ને કામદ્વારા સિદ્ધ થતું મોક્ષ જ છે. બીજી રીતે કહું તો, રાજ્ય એ પોતાની છત્રછાયા નીચેનાં લોકોને માટે યોગ્ય રીતે ઉપાર્જન કરેલ અર્થ થકી યોગ્ય કામનાની યોગ્ય ધર્મ–માર્ગે કરાએલી તૃપ્તિ થકી મળતા સામૂહાયિક મોક્ષની પ્રાપ્તિનું સાધન છે. એમાં અર્થ અને કર્મ બન્નેને ધર્મ નિયમબદ્ધ રાખે છે.

## રાજા પદભ્રષ્ટ થવાને પાત્ર ક્યારે ?

શુક્રનીતિ મુજબ, જે રાજા ચારિત્ર્ય અને નીતિનો શત્રુ બને તે રાજા પ્રજાની વફાદારી તેમ જ પૂજાનો હક્ક ગુમાવી બેસે છે, એટલું જ નહિ પણ પદભ્રષ્ટ થવાને પાત્ર છે.

વર્ષાઋતુમાં ભરપૂર જળવૃષ્ટિ કરનાર ઇન્દ્રની માફક રાજાએ પણ પોતાના રાજ્ય પર લાભ વરસાવવા જોઇએ; ને બાકીના આઠ મહિના સુધી અદ્રશ્યપણે પાણી ખેંચી લેતા સૂર્યની માફક એણે પણ પોતાના રાજ્યમાંથી ધીરે ધીરે કરવેરા લેવા જોઇએ; તમામ જીવોની અંદર પ્રાણવાયુરૂપે રહેનાર પવનની આફક રાજાએ પણ પોતાના ગુપ્તચરો દ્વારા સર્વત્ર પ્રવેશવું જોઇએ; યમની માફક, મિત્ર તેમજ શત્રુ બન્નેને પોતાના શાસન તળે આણી નિયમનમાં રાખવા જોઇએ: વરૂણની માફક પાપાચારીઓને દંડ દેવો જોઇએ; ચંદ્રનું અનુકરણ કરી પ્રજાને આનંદના સાધન બનવું જોઇએ; અપરાધીઓ તેમ જ પાપી ખંડણીદારો પ્રત્યે અગ્નિની માફક કોપ-પ્રજ્જવલિત રહેવું જોઇએ; અને સર્વ–ધરિત્રી ધરણીની માફક પોતાના સર્વ પ્રજાજનોને આધાર આપવો જોઇએ.

પ્રજાનું રક્ષણ યજ્ઞકાર્યના જેટલું જ પવિત્ર છે. અને એના બદલામાં રાજાને પોતાના રક્ષણ તળેના પ્રત્યેક પ્રજાજનના પૂણ્યનો છઠ્ઠો હિસ્સો મળે છે. એ કર્તવ્યની અવગણના રાજાને પ્રત્યેક પ્રજાશાસનના પાપનો છઠ્ઠો હિસ્સો પ્રાપ્ત કરાવે છે, એના આધ્યાત્મિક [પૂણ્ય–સંચયને ખૂટવાડે છે, એને એના મહેસૂલના, કરવેરાના, રોજીંદા ઉપહારના કે દંડની રકમના હક્કથી વંચિત કરે છે. રાજ્યની સલામતીને ખાતર એને

યુદ્ધમાં પણ ઉતરવું પડે, અને તે વખતે શરમભરી પીછેહઠ થકી તેણે એણે મૃત્યુ જ વધુ પસંદ કરવું ઘટે. ન્યાય તોળવામાં એ ચૂકે તો નરકે જાય—અને અન્યાયથી માલમિલકત જપ્ત કરે તો પણ.

## રાજાની સાચી વ્યાખ્યા

ગૃહસ્થો, ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર બન્નેના વિભાગ તરીકે રાજધર્મનું જે વિવરણ કરવામાં આવ્યું છે તેને પાંચમા વેદનાં એક અંતર્ગત અંગ તરીકેનું ઉચ્ચ સ્થાન મળેલું છે. રાજા શબ્દની વ્યુત્પત્તિ જ શું કહે છે? રાજાનાં ક્યાં પ્રાથમિક કર્તવ્યોનું સૂચન કરે છે? રાજાની વ્યુત્પત્તિ કહે છે કે પ્રજાનું રંજન કરે તે રાજા— प्रजानू रज्जयतीति राजा ॥

આમત્રી રામાયણ કહે છેઃ

राजा सत्यंच धर्मश्च राजा कुलवतां कुलं ।
राजा माता पिताच राजा हितकरो नृणाम ॥

આવાં ઉમદા સુક્તો અને આવાં સ્પષ્ટ કર્તવ્ય શાસનોની સાથે સાથ, આપણા અત્યારના રાજાઓને અમર હર્ષ અને ભોજ, ચંદ્રગુપ્ત અને વિક્રમાદિત્ય, પૃથ્વીરાજ અને અશોક, મહારાણા પ્રતાપ, શિવાજી અને રણજીતસિંહ જેવા રાજાઓના ઉદાત્ત દૃષ્ટાંતોનો અવર્ણનીય વારસો રહેલો છે. તેમની અને આપણી સૌની સમક્ષ દાદાભાઈ નવરોજી અને મહાદેવ ગોવિન્દ રાનડે અને ગોપાલ કૃષ્ણ ગોખલે જેવા પુરૂષોનાં જીવનોનાં અનુકરણીય દૃષ્ટાંતો ખડાં છે. આપણે સૌ એને જીવનમાં વણવાનો યથાશક્તિ પ્રયત્ન કરીએ.

## ધર્મપાલન કરો

મારા દેશબંધુઓ! આપણી માતૃભૂમિની સ્વાધીનતા પાછી મેળવવાના આ પ્રયાસમાં આપણે માટે વિકલ્પને સ્થાન નથી. એ આપણું સ્પષ્ટ કર્તવ્ય છે. એ માત્ર સગવડે કરવાનું કામ નથી. એ આપણા ધર્મનો અંતર્ગત વિભાગ છે. એ ધર્મ પ્રત્યેની આપણી નિષ્ઠા અચળ હોવી જોઈએ. એ ધર્મપાલનમાં આપણે આપણો પ્રમાણિક અને નિઃસ્વાર્થી ફાળો આપવો જ જોઈએ. એ ધર્મને ચરણે આપણે આપણી નાની જીન્દગીનું સમર્પણ કરી દેવું જોઈએ. એના પાલનમાં આપણે આપણું સર્વસ્વ હોમીએ, આપણી જાતને પણ હોમી કૃતાર્થ થઈએ. સર્વશક્તિમાન પ્રભુ આપણા પુણ્ય રાષ્ટ્રીય પ્રયત્નો ઉપર તેની અગાધ ઈશ્વર કૃપા વરસાવો અને આપણો હિન્દુસ્તાન વહેલો વહેલો સ્વાધીન, માનવંત રાષ્ટ્ર બનો!

મુદ્રક : અમૃતલાલ દલપતભાઇ શેઠ
સૌરાષ્ટ્ર મુદ્રણાલય : ગીબ રોડ, રાણપુર.
પ્રકાશક : મણિશંકર શામજી ત્રિવેદી
મંત્રી, સત્કાર સમિતિ, સર્વ રાજસ્થાન પ્રજાપરિષદ
યુનીયન બીલ્ડીંગ, એપોલો સ્ટ્રીટ, મુંબાઇ.